॥ अर्हम् ॥

# રાણકપુરની પંચતીર્થી

[સચિત્ર]

: લેખક :

પં. અંબાલાલ પ્રેમચંદ શાહ



શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા
ગાંધીચોક, ભાવનગર (સૌરાષ્ટ્ર)



જગત્પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય સ્વ.
શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ



શાન્તમૂર્તિ પૂ. મુનિરાજ શ્રીજયન્તવિજયજી મહારાજના
શિષ્ય પૂ. શ્રી. વિશાળવિજયજી



સ્વ. શાન્તમૂર્તિ મુનિરાજ
શ્રીજયન્તવિજયજી મહારાજશ્રીના
આદર્શ ગુરુભક્ત, શિષ્યરત્ન—
પૂ. મુ. શ્રીવિશાલવિજયજીને
સાદર સવિનય
સમર્પણ

# પ્રસ્તાવ

રાણકપુર ૫૦૦ વર્ષનું જૂનું સ્થળ છે. સં. ૧૪૯૬ માં ધન-કુબેર ધરણાશાહે અહીં અનુપમ ભવ્ય મંદિર નિર્માણ કર્યું ત્યારથી આ તીર્થ અસ્તિત્વમાં આવ્યું છે. એ સમયમાં કે તે પછીના કાળમાં આ સ્થળે બંધાયેલાં કેટલાંક મંદિરો નામશેષ બન્યાં છતાં આ ઉન્નત અને વિશાળ મંદિર અણીશુદ્ધ બચી શક્યું છે એ જ એની વિશેષતા છે.

અગિયારમી અને તેરમી શતાબ્દીમાં નિર્માણ થયેલાં આબુ-દેલવાડાનાં પ્રસિદ્ધ મંદિરોની બાંધણી અને કારીગરીનો વારસો પંદ-રમા સૈકા સુધી બરાબર જળવાયેલો રહ્યાનું પ્રમાણ આ મંદિર પૂરું પાડે છે. શિલ્પકળાના તુલનાત્મક અભ્યાસીને આવશ્યક એવી બધી સામગ્રી પૂરી પાડી શકે એ જ આ મંદિરની વિશેષતા. એના પ્રાચીન સ્વરૂપમાં જળવાયેલી જોવાય છે; એનું કારણ એ છે કે, હાલમાં જ શેઠ આણંદજી કલ્યાણજી (અમદાવાદ)ની પેઢીએ એનો જીર્ણોદ્ધાર કરા-વતાં એના પ્રાચીન સ્વરૂપને જરા સરખી આંચ ન આવે એવી ખાસ ચીવટ રાખી છે, જે ખરેખર, બીજાં મંદિરોના જીર્ણોદ્ધાર પ્રસંગે ધડો લેવા યોગ્ય બીના ગણાય.

રાણકપુર કરતાં પુરાણાં એવાં નાડોલ, નાડલાઈ, વરકાણા અને ઘાણેરાવ-મૂછાળા મહાવીરનાં તીર્થસ્થળો પણ પાસે જ આવેલાં છે. એ સ્થળનાં ચૈત્યોમાં જીર્ણોદ્ધાર થયા પછી એનું પ્રાચીન સ્વરૂપ કેવું હતું એ જાણવાનું મુશ્કેલ બન્યું છે; છતાં કેટલાંક મંદિરોમાં શિલા-

લેખો હજી જળવાયેલા છે તે ઉપરથી એના પ્રાચીનત્વનો ખ્યાલ આવે છે અને એના ઇતિહાસ ઉપર આછો ઘેરો પ્રકાશ પડે છે.

આધુનિક શિક્ષણથી આપણી ઇતિહાસ વિશેની ભૂખ જાગી છે ત્યારે મળી આવતી સામગ્રીના આધારે આવાં તીર્થોનો ઇતિહાસ સંકલિત કરવાનો આ પ્રયાસ કર્યો છે. એમાં પ્રાચીન એવા શિલાલેખીય આધારો, સાહિત્યક ઉલ્લેખ અને તે તે સ્થળના ઘટનાપ્રસંગોને પણ કાળક્રમે જોડીને આધુનિક સ્વરૂપ સુધી પહોંચવાની અમે કોશીશ કરી છે.

મળી આવેલી સામગ્રી જૂજ છે એથી જ તીર્થોના કાળક્રમિક વિકાસ ઉપર જોઈએ તેવો પ્રકાશ ન પડે એ સ્વભાવિક છે, છતાં એ દિશામાં અમે શકય પ્રયાસ કર્યો છે.

શ્રી. યશોવિજય જૈન ગ્રંથમાળાએ તીર્થોના કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે અને આ પુસ્તકના પ્રકાશન પછી પણ બીજાં તીર્થ વિષયક પુસ્તકો તૈયાર કરાવવાનો ઈરાદો રાખે છે; તેના પ્રકાશનોનો આધાર આવા પુસ્તકોની સફળતા ઉપર જ રહેલો છે

આ પુસ્તકને સુંદર–સુઘડ રૂપે પ્રકાશિત કરવા બદલ હું ગ્રંથમાળાનો આભારી છું.

પૂ. મુનિરાજ શ્રી. વિશાલવિજયજીએ આપેલી કેટલીક માહિતી અને સૂચનો માટે હું તેમનો ઋણી છું.

જનતા આ પુસ્તકને ભાવથી વધાવી લેશે તો આવાં બીજાં પુસ્તકો તૈયાર કરવાની પ્રેરણા સુતરાં મળશે.

દહેગામ [એ. પી. રેલ્વે]
પર્યુષણા પ્રારંભદિન
૨૦૦૮

—અંબાલાલ પ્રેમચંદ શાહ

ઇચ્છા છે. તેથી પં. અંબાલાલ પ્રેમચંદ શાહે લખી આપેલું આ પુસ્તક પ્રગટ કરતાં અમને આનંદ થાય છે.

આ પુસ્તકમાં રાણકપુરનાં વિશાળ, ભવ્ય અને બેનમૂન જિનાલયનાં વીસ જેટલાં સુંદર ચિત્રો આપવામાં આવ્યાં છે અને એ રીતે આ પુસ્તકની સુંદરતા અને ઉપયોગિતામાં સારો એવો ઉમેરો થયો છે. આ બધાં ચિત્રો અમને અમદાવાદના ફોજદાર કુટુંબના શ્રીયુત રમણીકભાઈની પ્રેરણાથી તેમના ભત્રીજા શ્રીયુત લલિતભાઈ રતિલાલ ફોજદાર તેમજ શ્રીયુત ઇંદ્રવદન સાંકળચંદ મહેતા પાસેથી મળ્યાં છે. આ બન્ને સજ્જનોએ મારવાડના આ તીર્થની યાત્રા વખતે પુષ્કળ છબીઓ લીધી હતી, તે સંગ્રહમાંથી આ ચિત્રો પસંદ કરવામાં આવ્યાં છે. બિલકુલ પ્રેમભાવે આ ચિત્રો અમને આપવા બદલ અમે આ બધા સદ્‌ગૃહસ્થોનો આભાર માનીએ છીએ.

આ પુસ્તક અંગે કેટલાંક ઉપયોગી સૂચનો તેમજ તે જલદી પ્રગટ થાય તેવી વારંવાર પ્રેરણા કરવા બદલ અમે પૂ. મુ. શ્રીવિશાલવિજયજી મહારાજના ઋણી છીએ.

પુસ્તકના અંતરંગ–બહિરંગ પ્રકાશનમાં છેવટ સુધી કાળજી રાખનારા ભાઈ શ્રી. રતિલાલ દેસાઈ અને ભાઈ શ્રી. જયભિખ્ખુનો અને શ્રી. શારદા મુદ્રણાલયનો આભાર માનવાનું પણ અમે ભૂલતા નથી.

છેવટે અમે એટલું જણાવવાની રજા લઈએ છીએ કે આ પુસ્તક જનતામાં પ્રચાર પામશે તો બીજાં તીર્થોનો ઇતિહાસ પ્રગટ કરવાને અમને પ્રેરણા મળશે અને અમારો ઇરાદો સફળ થશે.

—પ્રકાશક

# ચિત્રસૂચી

ચક્રોની હારમાળા, હંસથર વગેરેનું અંકન છે, એવા એક સ્તંભનો એક ભાગ.

૧૦. કોઈ મૂક ગીતને પોતાના નૃત્ય અને ઢોલ સાથે તાલ આપતી એક નર્તિકાનું ભાવમય દૃશ્ય.

૧૧. એક નર્તિકાના લાવણ્યમય અંગમરોડનું સુરેખ શિલ્પ.

૧૨. ધરણવિહારની બહારની ભીંતમાં વચ્ચે આલેખેલી એક દેવી સામે નૃત્ય કરતી દેવીઓ અને તેની નીચે ઉત્સુક વદને જોતા હંસથરનું દૃશ્ય.

૧૩. ધરણવિહારની બહારની ભીંતમાં વચ્ચે કોરેલા દેવોની સામે થોડા નૃત્યના પ્રકારો દર્શાવતી સ્ત્રીઓ.

૧૪. શ્રીપાર્શ્વનાથ ભગવાનનું સહસ્રફણાનું શિલ્પ; આ શિલ્પમાં કમઠનો ઉપસર્ગ અને ધરણેંદ્રે નાગ-નાગણીઓ સાથે ગૂંથાઈને ભગવાનને એક હજાર ફણાઓથી છત્ર ધારણ કર્યું છે તેનું આબેહુબ દૃશ્ય આપ્યું છે.

૧૫. સંપૂર્ણ મંદિરનો ખ્યાલ આપતી દેરીમાં ભગવાનની પ્રશમરસ-નિમગ્ન મૂર્તિની સામે દેવ-દેવીઓની ભાવનાપૂર્ણ ભક્તિનું દૃશ્ય.

૧૬. ધરણવિહારના મેઘનાદમંડપના ઘૂમટની લોલકવાળી છતમાં સોળ હૃદયંગમ અભિનય.

૧૭. ધરણવિહારના મેઘનાદ મંડપના ઘૂમટની છતમાં આલેખેલું સુંદર શતદલકમલ સુશોભિત અને તેની આસપાસ સોળ વિદ્યાદેવીઓની આકૃતિઓનું દૃશ્ય.

૧૮. ધરણવિહારના એક ઘૂમટની છતમાં આલેખેલું દેવ-દેવીયુગલનું તાલબદ્ધ મયૂર નૃત્ય; જેમાં મયૂરપીંછાનો કલાપ કળામય રીતે અંકિત કરવામાં આવ્યો છે

૧૯. ધરણવિહારના એક ઘૂમટની છતમાં આલેખેલું એક અટપટું દૃશ્ય; જેમાં એક મુખને જુદી જુદી દિશાએથી જોતાં ચાર આકૃતિઓના વિવિધ અંગમરોડનું દર્શન થાય છે.

૨૦. લોકહૃદયને પોતાના મંગલનાદથી જાગૃતિ આપતો ધરણવિહારનો ભવ્ય સુઘોષા-ઘંટ.

# આધાર ગ્રંથો


૧. "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" ભા. ૨ સં. મુનિ જિનવિજયજી પ્રકાશક: શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર.

૨. "જૈન લેખ સંગ્રહ" ભા. ૧ સં. શ્રીપૂરણચંદજી નાહર: પ્રકાશક: વિવિધ સાહિત્ય શાસ્ત્રમાળા, બનારસ.

૩. "જૈન" સાપ્તાહિકનો રૌપ્યમહોત્સવાંક.

૪. "મેરી ગોડવાડ યાત્રા" લે. આ. શ્રીવિજયયતીન્દ્રસૂરિજી: પ્રકાશક: રાજેન્દ્ર પ્રવચન કાર્યાલય.

૫. "યતીન્દ્રવિહાર દિગ્દર્શન" લેખક: પ્રકાશક: ઉપર મુજબ.

૬. "પ્રાચીન તીર્થમાળા સંગ્રહ" ભા. ૧ પ્રકાશક: શ્રીયશોવિજય જૈન ગ્રંથમાલા, ભાવનગર.

૭. "ગુરુગુણરત્નાકરકાવ્ય" પ્રકાશક ઉપર મુજબ.

૮. "શ્રીવિજયપ્રશસ્તિ કાવ્ય" પ્રકાશક ઉપર મુજબ.

૯. "સોમસૌભાગ્યકાવ્ય."

૧૦. "જૈન સત્ય પ્રકાશ" માસિકની ફાઈલ વર્ષ: ૭

## પાલનપુરનિવાસી
# શ્રી. હીરાલાલ રાયચંદ ભણશાળી, ચાવાળા
### [ ટૂંક પરિચય ]

ગુજરાતના ઇતિહાસમાં પ્રાચીન ગણાતું પાલનપુર શહેર જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિજીની જન્મભૂમિ છે. આ ભૂમિમાં જૈનધર્મનો ઘણો પ્રભાવ છે, અને અનેક શ્રીમંતો, ઝવેરીઓએ આ શહેરની શોભા વધારી છે. આવા ધર્મપરાયણ અને ઐતિહાસિક શહેરમાં શ્રી. રાયચંદ ખેચરદાસ ભણશાળીને ત્યાં શ્રી. હીરાલાલભાઈનો જન્મ થયો હતો.

યોગ્ય ઉંમર થતાં શ્રી. કેસરબાઈ સાથે તેમનાં લગ્ન કરવામાં આવ્યાં. તેઓ ધંધામાં જાતમહેનતે આગળ વધ્યા છે, અને પોતાના હાથે જ લક્ષ્મીનું સારા પ્રમાણમાં ઉપાર્જન કર્યું છે.

તેઓને શ્રી. ચંદુભાઈ વગેરે પાંચ પુત્રો અને ચાર પુત્રીઓ મળીને નવ સંતાન છે. અને પતિ-પત્ની બંને ધર્મપરાયણ અને સંસ્કારસંપન્ન હોવાથી પોતાની ધર્મભાવનાનો તેમણે પોતાનાં સંતાનોને વારસો આપ્યો છે. આ સંસ્કારોના કારણે શ્રી. ચંદુભાઈ કલકત્તામાં પોતાનો વેપાર ખેડવા સાથે હમેશાં ધાર્મિક કાર્યોમાં હોંશથી ભાગ લે છે. તેમજ હીરાલાલભાઇનાં બીજાં પુત્ર-પુત્રીઓ પણ એવી જ રીતે ધર્મના કાર્યોમાં પોતાનો ફાળો આપ્યાં કરે છે.

# આભાર

**આ** પુસ્તક છપાવીને પ્રસિદ્ધ કરવામાં ધાર્યા કરતાં વધુ વિલંબ થયો છે, તેથી એક લાભ થયો તેની નોંધ અહીં લઈએ છીએ.

આ પુસ્તકના પ્રકાશકીય નિવેદનમાં જણાવ્યા મુજબ, આમાં શ્રી રાણપુર તીર્થનાં ૨૦ ચિત્રો આપવામાં આવ્યાં હતાં. પણ પુસ્તક તૈયાર થવામાં વિલંબ થયો એટલે વધુ સારાં ચિત્રો મેળવવાની આશાએ અમે અમદાવાદ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને લખવાથી, પેઢીએ રાણકપુરનાં અનેક સુંદર ચિત્રોવાળું આલ્બમ અમને આપ્યું. આમાં રાણકપુર તીર્થનાં અનેક સુંદર ચિત્રો હોવા છતાં, અમે એમાંથી માત્ર ત્રણ ચિત્રોનો જ ઉપયોગ કર્યો છે — જે આ પુસ્તકમાં ૨૧મા, ૨૨મા અને ૨૩મા ચિત્રો તરીકે ચિત્રસંગ્રહની પાછળ આપ્યાં છે. અને ભવિષ્યમાં, આ પુસ્તકની નવી આવૃત્તિ છપાવતી વખતે, બીજાં ચિત્રોનો ઉપયોગ કરવાની અમારી ઉમેદ છે.

આ ચિત્રસંગ્રહ આપવા માટે અમે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનો આભાર માનીએ છીએ.

પુસ્તકના વિલંબથી એક બીજો લાભ એ પણ થયો કે, રાણકપુરના મૂળનાયકની છબી નહોતી આપી શકાઈ તે મેળવીને અમે આમાં આપી શક્યા છીએ.

આ રીતે આમાં શ્રી રાણકપુર તીર્થનાં કુલ ૨૪ ચિત્રો આપવામાં આવ્યાં છે.



भगवान श्री ऋषभदेव
[धरणविहारना मूळनायक चौमुखजीनी चार प्रतिमाओमांनी एक प्रतिमा.]



# રાણકપુરની પંચતીર્થી

## મારવાડ:

**મારવાડ** રાજ્ય રાજપૂતાના રાજ્યના પશ્ચિમી ભાગમાં છે. એની ઉત્તરે ખિકાનેર, ઉત્તર–પૂર્વમાં જયપુરનું શેખાવટી પરગણું, પૂર્વમાં મેવાડ રાજ્ય અને અજમેર–મેરવાડા જિલ્લો, દક્ષિણમાં સિરોહી અને પાલનપુરનાં રાજ્યો, પશ્ચિમમાં કચ્છનું રણુ અને સિંધપ્રાંતનો થરપારકર જિલ્લો તેમજ ઉત્તર–પશ્ચિમમાં જેસલમેરનું રાજ્ય આવેલું છે.

મારવાડનો પ્રદેશ રેતીલો અને અનઉપજાઉ છે. અહીં પાણીની ખૂબ તંગી રહે છે. આ પ્રદેશમાં પહાડ–પહાડીઓ પણુ ઘણાં છે અને માર્ગો ભાઠા તેમજ કાંટાથી છવાયેલા હોય છે.

મારવાડ એ 'મારુવાર'નો અપભ્રંશ છે, જેને પ્રાચીન કાળમાં લોકો 'મરુસ્થાન' કહેતા. મરુસ્થાનનો વાસ્તવિક અર્થ મૃત્યુસ્થાન છે, જે રણના અર્થને ઉદ્દેશીને પ્રયોજાયો લાગે છે.

મારવાડ રાજ્યનું વર્તમાન રાજધાનીનું નગર જોધપુર છે, જે રાઠોડ રાજપૂત રાજા જોધાજીએ વિ. સં. ૧૫૧૬માં વસાવ્યું છે. એ પહેલાં મારવાડની રાજધાની મંડોર નગરમાં હતી જે ત્યાંથી ૫ માઈલ દૂર છે. મારવાડને લોકો જોધપુર રાજ્ય પણ કહે છે.

મારવાડ પ્રદેશ ઉપર રાજ્ય કરનારા રાજવીઓ પ્રસિદ્ધ કનોજપતિ રાઠોડ જયચંદના વંશજો હોવાનું કહેવાય છે. ઈ. સ. ૧૧૯૪માં શહાબુદ્દીન ગોરીથી હારીને જયચંદ નાસતો–ભાગતો ગંગામાં ડૂબી ગયો તે પછી તેનો પૌત્ર સીહાજીરાવ ઈ. સ. ૧૨૧૨માં રાજપૂતાનામાં આવીને વસ્યો જેણે મારવાડ રાજ્યનો પાયો નાખ્યો. એ સમયથી એના વંશજો આ પ્રદેશ ઉપર રાજ્ય કરે છે.

મારવાડનાં અનેક રમણીય સ્થાનો દર્શનીય છે. મારવાડના મનુષ્યોની સ્થિતિનું એક કવિએ સાચું જ દર્શન કરાવ્યું છે:

"रम्याणि हर्म्याणि जिनेश्वराणां,
श्रद्धालवो यत्र वसन्ति श्राद्धाः।
मुद्रा घृतं तक्रमया च रब्वा,
मरुस्थली सा न कथं प्रशस्या ?॥"

**ગોડવાડ અને આસપાસના પ્રદેશમાં જૈનધર્મ :**

આ મારવાડ પ્રદેશની દક્ષિણ–પૂર્વ સીમા પર વસેલા ગોડવાડ પરગણા ઉપર કુદરતે કંઈક કૃપા વરસાવી છે. બીજા

પરગણાં કરતાં ગોડવાડ પરગણું ઉપજાઉ છે. એનાં જંગલો ઝાડીઓથી ભરપૂર દીસે છે અને ખેતરોમાં દરેક જાતનું ધાન્ય પાકે છે. આજે આ ગોડવાડ જોધપુર રાજ્યના વિભાગમાં આવેલું છે પરંતુ અગાઉ અહીં મેવાડના રાણાઓનું આધિપત્ય હતું. મેવાડના રાણાઓ સાથે જૈનોનો ઘનિષ્ટ સંબંધ હતો એવું ઇતિહાસથી જાણવા મળે છે.

જૈનધર્મ મારવાડના આ પ્રાંતમાં અપેક્ષાકૃત અધિક સંપન્ન, ઉજ્જવળ, અને વિસ્તારયુક્ત છે. એ જ કારણે આ પ્રદેશમાં જૈન તીર્થસ્થળો ઘણાં છે અને જીર્ણોદ્ધારથી આજસુધી પોતાની પ્રાચીન સ્થિતિને જાળવી રહ્યાં છે.

પ્રાચીન કાળથી લઈને આજસુધીનાં મળી આવતાં એ મંદિરોના શિલાલેખીય અને ગ્રંથસ્થ પ્રમાણો અહીંના જૈનોના સામર્થ્ય અને દાનશીલતાનો ઈતિહાસ બતાવી રહ્યાં છે. કેટલાક સમભાવી વિદ્વાનોએ એના ઉપર આછો પ્રકાશ પડ્યો છે પરંતુ મારવાડના જૈનોનો ઇતિહાસ હજી લોકવિશ્રુત બન્યો નથી. એટલું જ નહિ જૈનો પણ પોતાના પૂર્વજોના ઈતિહાસથી અજાણ છે અને તીર્થસ્થળો વિશે બહુ ઓછું જાણે છે, એમ કહેવું વધારે પડતું નથી.

આ પ્રદેશમાં જૈનોએ ક્યારે પ્રવેશ કર્યો એનાં અકાટ્ય પ્રમાણો મળતાં નથી. પરંપરા પ્રમાણે તો ભગવાન મહાવીરના સમયથી અહીં જૈનોની વસ્તી હતી એમ જાણવા મળે છે પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો લગભગ સાતમા–આઠમા સૈકામાં અહીં જૈનોની વસ્તી વિપુલ હતી એવાં નિર્બાધ પ્રમાણો મળે છે. સાતમા–આઠમા સૈકામાં જૈનોની

પુષ્કળ વસ્તીથી શોભતાં ભિન્નમાલ અને જાલોર જેવાં નગરોમાં જૈન મંદિર પોતાની વિજયપતાકા ફરકાવી રહ્યાં હતાં એવું પ્રમાણ 'કુવલયમાલા'ની પ્રશસ્તિમાંથી ફલિત થાય છે. પીંડવાડાના મંદિરમાં રહેલી સં. ૭૪૪ની જૈન પ્રતિમા અને બીજી પ્રતિમાઓ પણ—અહીંના જૈન મંદિરોની પૂર્વકાલીન સ્થિતિનું સૂચન કરાવી રહ્યાં છે.

આનું કારણ તો એ જ છે કે, એક કાળે અનેક પ્રભાવક જૈનાચાર્યો આ ભૂમિમાં વિહરતા હતા અને મોટા રાજવીઓને પણ પ્રતિબોધ પમાડતા હતા. તેમના ઉપદેશથી મોટી સંખ્યામાં અહીંના ક્ષત્રિયો અને બ્રાહ્મણોએ જૈનધર્મ સ્વીકારી લઈ જૈનત્વનો વિજયવાવટો ફરકાવ્યો હતો. ભિન્નમાલ (શ્રીમાલ) અને ઓસિયા એનાં કેંદ્રસ્થળો હતાં જેમાંથી શ્રીમાલ, પોરવાડ અને ઓશવાલ જેવી જ્ઞાતિઓનો જન્મ થયો હતો. એનો વિસ્તાર ધીમે ધીમે એટલો વધવા લાગ્યો કે, ગુજરાતના ચાવડા અને સોલંકી રાજાઓના સમયમાં તો એ જાતિઓ ગુજરાત, મારવાડ, મેવાડ વગેરેના ખૂણેખૂણામાં વ્યાપ્ત બની ગઈ.

દશમા-અગિયારમા સૈકા અને તે પછીના સમયનાં તો અનેક જૈન મંદિરો આજે પણ વિદ્યમાન છે, જેમાંથી પ્રાપ્ત શિલાલેખોથી જણાય છે કે, મારવાડનો પ્રદેશ જૈનોથી સમૃદ્ધ હતો અને તે તે સમયના રાજવીઓએ પણ જૈનધર્મ સ્વીકારી અથવા તે પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી જૈનોને પ્રતિષ્ઠા આપી હોય એમ લાગે છે. જૈન મંદિરો બંધાવનારા અને પ્રતિમાઓ ભરાવનારા કેટલાયે મંત્રીઓ, ભાંડાગારિકો, દાણિકો, સાંધિવિગ્રહિકો આદિના શિલાલેખીય પ્રમાણોથી માલમ પડે છે કે,

જૈનો પહેલાં રાજકીય ક્ષેત્રમાં પણ પૂરેપૂરો ભાગ લેતા હતા, અને આ પ્રદેશના યશોવીર અને મંડન જેવા મંત્રીવીરોએ તો સાહિત્યના નિપુણ પંડિતો તરીકે પણ પ્રસિદ્ધિ મેળવી હતી.

આ રીતે જૈનોએ રાજકારણ, અર્થકારણ અને સમાજમાં પોતાનાં સામર્થ્ય અને બુદ્ધિતેજનાં કિરણોનો પ્રખર તાપ ફેલાવી દીધો હતો. જાણે એમના મધ્યાહ્નની ઝાંખી કરાવતા આ પ્રદેશમાં એક તરફ જૈનાચાર્યોએ સંસ્કાર અને સાહિત્યની ધારાઓ વહેતી કરી ત્યાં બીજી તરફથી જૈન ગૃહસ્થોએ સંપત્તિનો સતત ધોધ વહેતો કર્યો હતો. આમ સંસ્કાર, સાહિત્ય અને સંપત્તિના ત્રિવેણી સંગમ પર જૈનોએ પોતાના ભક્તિ અને કળાપ્રેમથી જ્યાંત્યાં દેવમંદિરોની શિખરમાળાઓ ઊભી કરી દીધી. પરિણામે જૈનોની ઓછી વસ્તીવાળું ગામડું પણ એકાદ જૈનમંદિરથી નગરની શોભા ધારણ કરતું હોય એમ લાગતું.

એક વેળા અહોનિશ ગૂંજતા સાત્વિકતા અને સંયમની સુવાસથી મહેકતાં કેટલાંક સ્થળો ઓસિયા, સાચોર, મંડોર, આડમેર, હથુંડી, હમીરગઢ, મુંડસ્થળ વગેરે પવિત્ર સંસ્કાર-ધામોમાં તો આજે જાણે પ્રાણ ઊડી ગયા હોય અને અસ્થિ-પિંજર જેવા છૂટાછવાયા ઈંટો અને પથ્થરના ગંજ ખડકાયા હોય એવી સ્થિતિ ભાસે છે.

જે ગામમાં એક પણ જૈન મંદિર હોય ત્યાં એના પ્રમાણમાં જૈનોની વસ્તી હોવી જોઈએ પણ આજે તો કેટલાંયે એવાં ગામો જૈનોની વસ્તી વિનાનાં સૂનાં પડયાં છે. એવા ઉજ્જડ પ્રદેશમાં મંદિરોની સ્થિતિ દયાજનક હોય એમાં નવાઈ નથી. પરિણામે કેટલાંક મંદિરો કાળનો ઘસારો પામી

ખંડેર બન્યાં છે, જ્યારે કેટલાંક મંદિરો જૈનેતરોએ થોડોક ફેરફાર કરી પચાવી પાડયાં છે.

આ સ્થિતિ જૈનોના ભૌગોલિક પરિવર્તનને આભારી છે. વસ્તુતઃ રાજક્રાંતિઓથી જૈનોની વસ્તી એ પ્રદેશમાંથી ઘટવા માંડી અને કેટલાંક સ્થળો વેરાન બન્યાં, પરંતુ ભૂતકાળના એ સોનેરી સમયની ઝાંખી કરાવતાં મંદિરો તો આજે પણ જાણે સ્વર્ગીય દેવવિમાન પૃથ્વી પર ઊતરી આવ્યું હોય તેવાં એકલાં અટૂલાં પ્રશાંતપણે ઊભાં છે અને કાળના ભરતી–ઓટ–નો મૂગો ઉપદેશ આપી રહ્યાં છે. બુદ્ધિમાન માનવી એવા ઉપદેશને સાર્થક કરી લેવા પોતાની ચંચલ લક્ષ્મીનો ઉપયોગ એવાં ભગવદ્મંદિરો પાછળ કરી લઈ લોકજીવનમાં પોતાનાં સ્થાયી અને સાચાં કીર્તિમંદિરનું સ્મારક બનાવી લે છે. આવાં મંદિરોની યાત્રા કરવાથી ભાવના પવિત્ર બનતી રહે અને ક્વચિત્ સ્પર્શતા એવા મૂગા ઉપદેશને ખાતર જૈનાચાર્યો-એ વારંવાર તીર્થયાત્રા કરવા પર ભાર મૂક્યો હોય એમ લાગે છે.

મારવાડમાં પ્રાચીન કાળનાં અનેક વિશાળ અને ઉન્નત જૈન મંદિરો આજે પણ વિદ્યમાન છે. સામાન્ય રીતે તીર્થં-કરોની કલ્યાણક ભૂમિઓને તીર્થ તરીકે ઓળખાવવામાં આવેલી છે, પરંતુ કેટલીક વખત ભૂમિમાંથી સહસા નીકળી આવેલી પ્રાચીન કળાપૂર્ણ પ્રતિમાઓના કારણે નવાં મંદિરો રચાવા છતાં એને તીર્થનું ગૌરવ અપાય છે. એવાં તીર્થોની યાત્રા વેળા પણ એકાદ એવી અપૂર્વ ઘડી આવી જાય છે ત્યારે જીવન કૃતકૃત્ય બની જાય છે. આ કારણે અહીંની પંચતીર્થી-રૂપ ગણાતા યાત્રાધામોનો ઇતિહાસ જાણવો પ્રેરણાદાયી નિવડશે

કેમકે અતીતના ગૌરવમાં જ આપણા મહામૂલા સંસ્કારનો વારસો સાંપડે છે, એથી જ એવા પુનિત ધામોનો ઇતિહાસ જાણીને યાત્રા કરવાથી આપણી સંસ્કાર–સમૃદ્ધિ અને આધ્યાત્મિક ભાવના વિકસિત થાય છે અને વધુ ઉજ્જવલ બને એ અનુભૂતબીના છે. અધ્યાત્મજીવી માનવોની પરંપરામાં જ જૈનધર્મનો વારસો ઊતરી આવે છે એવી લોકપ્રતીતિ છે.

[ આ પંચતીર્થીમાં મુખ્ય તીર્થ રાણકપુર છે. યાત્રાળુઓને રાણકપુર આવવા માટે બી. બી. એન્ડ સી. આઈ. ના રાણી સ્ટેશનથી ૭ માઈલ અને ફાલના સ્ટેશનથી ૫ માઇલ પર આવેલા સાદડી મુકામે આવવું પડે છે, સાદડીથી ૬ માઈલ દૂર ભરચક ઝાડીવાળા પહાડી રસ્તે રાણકપુરનું તીર્થ આવેલું છે. સાદડીથી વાહનો મળી શકે છે. ભોમિયા વિના જવું સલાહભર્યું નથી.]

રાણકપુર જતાં સાદડી આવનાર યાત્રાળુઓએ સાદડીનાં મંદિરોના દર્શનનો લાભ લઇ શકાય એ ખાતર સાદડીની હકીકત જાણવી જોઈએ.

## સાદડી :

જોધપુર રાજ્યના ગોડવાડ પ્રાંતમાં ફાલના સ્ટેશનથી પૂર્વમાં ૫ માઈલ દૂર આ કસબો નદી કિનારે આબાદ છે. વ્યાપારી સગવડવાળા આ ગામમાં શ્વેતાંબર ઓશવાલ-પોરવાડનાં મળીને ૯૦૦ ઘરોમાં ૩૦૦૦ જૈનોની વસ્તી છે, જ્યારે સ્થાનકવાસીઓનાં ૨૫૦ ઘરો છે. ૬ ઉપાશ્રયો, ૨ ધર્મશાળાઓ, ૧ જૈન પાઠશાળા અને ૧ છાત્રાલય છે. અહીં કુલ ૬ જૈન મંદિરો છે.

વિશાળ રાજમાર્ગની ડાબી બાજુએ મોટી ધર્મશાળા છે, તેની સાથે નાનું દેવળ છે. ધર્મશાળામાં વાસણ–ગોદડાંની

બધી વ્યવસ્થા રહે છે. પાણી માટે રેંટ ગોઠવેલો કૂવો છે અને સાથે બાગ છે. ભોજનશાળાની પણ અહીં સગવડ છે.

૧. ખરતરોના ઉપાશ્રયમાં શ્રીનેમિનાથ ભગવાનનું ઘર–દેરાસર છે, જેનો સં. ૧૭૫૦માં શ્રીસંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો છે. દેરાસરમાં ૫ ધાતુમૂર્તિઓ છે, મંદિરમાં સં. ૧૨૨૮ની સાલનો લેખ છે. મંદિરની સ્થિતિ સાધારણ છે. શેઠ હીરાચંદ મૂતા એનો વહીવટ કરે છે.

૨. મોટા દેરાસરની જોડે આવેલા શ્રીપાર્શ્વનાથ ભગવાનના ઘર–દેરાસરનો સં. ૧૭૫૦માં શ્રીસંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો છે. આમાં પાષાણની ૩ પ્રતિમાઓ છે. મંદિરમાં સં. ૧૨૨૮ની સાલનો લેખ છે. આ મંદિરની સ્થિતિ સારી છે, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી એનો વહીવટ કરે છે.

૩. રાવલાની પાછળ આવેલું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સૌથી મોટું ચોવીશ જિનાલયવાળું છે. અહીં પાષાણની ૧૪૪ અને ધાતુની ૭૮ મૂર્તિઓ છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની બદામી વર્ણની ૧ હાથ ઊંચી પ્રતિમા છે. સં. ૧૨૨૮ની સાલનો લેખ છે. ભોંયરામાં ધાતુની પ્રાચીન પ્રતિમાઓ છે. સં. ૧૭૫૦માં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો છે. મંદિર સ્થિતિ સારી છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી વહીવટ કરે છે.

૪. શ્રીઆત્માનંદ વિદ્યાલયની પાછળ શિખરબંધી શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર છે, જે સં. ૧૯૯૯માં શેઠ ચંદનમલ પુખરાજજીએ બંધાવ્યું છે. વહીવટ પણ તેમનો છે. આ મંદિરમાં પાષાણની ૩ અને ધાતુની ૧ પ્રતિમા છે.

૫. ગામથી આશરે ૧ ફર્લાંગ દૂર રાણકપુર જવાના રસ્તાની જમણી બાજુએ શ્રીચંદ્રપ્રભ ભગવાનનું શિખરબંધી મંદિર છે. સં. ૧૯૬૯માં બંધાવેલું છે. મંદિરની આજુબાજુએ ઊંચો વંડો બાંધેલો છે. છૂટા સ્તંભો ઉપર ખુલ્લા મંડપવાળું આ મંદિર મધ્યમ વિશાળતાવાળું છે. મૂળનાયકની મૂર્તિ ૨૦ આંગળ ઊંચી શ્વેતવર્ણી છે.

આ મંદિરની બાજુમાં શેઠ મૂળચંદ મનજીએ ધર્મશાળા બંધાવેલી છે. તેની પાસે એક હીરાવાવ અને ચોતરો પણ પણ છે. તે ચોતરો સાદડીવાળા શેઠ મૂળચંદ છજમલજીએ બંધાવ્યો છે.

ગામમાં રાણકપુરનો વહીવટ કરતી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અને તેની સાથે ધર્મશાળા છે, જ્યાં યાત્રાળુઓ ઊતરે છે. ધર્મશાળામાં હરેક પ્રકારની સગવડ મળે છે.

૬. રાણકપુરના રસ્તા ઉપર ગામથી ૧ માઈલ દૂર તેનો શ્રીઆદીશ્વર ભગવાનનું શિખરબંધી મંદિર છે. સં. ૧૭૫૦-માં જીર્ણોદ્ધાર થયેલો છે, મંદિરમાં પાષાણની ૯ અને ધાતુની ૧ પ્રતિમા છે, મંદિરની સ્થિતિ સારી છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી વહીવટ કરે છે.

[ ઉપર્યુક્ત છઠ્ઠા મંદિરથી આગળ એક વિશાળ નદીના શુષ્ક રેતાળ પ્રદેશમાં ચાલતાં દૂરની નાની નાની ટેકરીઓની હારમાલા નજરે પડે છે. ત્યાંથી લગભગ ૨ માઈલનો રસ્તો વટાવીએ ત્યારે જમણી બાજુએ વટવૃક્ષોની છાયામાં આવેલા વિશ્રામસ્થળ અને એક નાની વાવ પાસે આવી પહોંચાય છે, ત્યાંથી આગળ એ જ નદીના માર્ગે ઊંચા ઊંચા ડુંગરાઓની ઓથમાં લગભગ ૨ માઈલ ચાલતાં એક વાવ આવે છે. ત્યાં પાણીની પરબ બેસાડેલી હોય છે,

ત્યાંથી ૧॥ માઇલ દૂર રાણકપુર તીર્થના માર્ગે જતાં અંતે પથ-રાલી નદીના પ્રવાહમાંથી પસાર થઈ ડાબી બાજુના સઘન વનને નિહાળતો પ્રવાસી નદીપ્રવાહમાં સ્થાપેલી અંબિકાના સ્થાન પાસે આવી પહોંચે છે. નદીને ઓળંગી રાણકપુરના સીમાડામાં જ ત્રણ દેવળોની શિખરમાળાની છાયામાં આવેલી નવી-જૂની ધર્મશાળામાં યાત્રી આવે છે ને તેમાં ઊતારો કરે છે. ]



# ૧. રાણકપુર

ગામ:

જોધપુર રાજ્યના ગોડવાડ પ્રાંતના દેસૂરી જિલ્લામાં, સાદડીથી ૬ માઈલ દૂર પૂર્વ-દક્ષિણ દિશામાં, એક વહેતી નદીના કિનારે 'રાણકપુર' નામે ગામ છે. આ ગામ આડાવલા (અરવલી)ની પશ્ચિમ બાજુની ખીણમાં સઘન વનરાજિથી વીંટાયેલું છે. અત્યારે આ ગામ ઉજ્જડ છે.

રાણકપુર ગામ ક્યારે અને કેવી રીતે વસ્યું એની વિગત એવી જાણવા મળે છે કે, ધરણાશાહ અને રત્નાશાહ નામના બે જૈન ભાઈઓ મેવાડના રાણાના રાજ્યમાં અધિકારપદે હતા. તેમાં ધરણાશાહ તો રાજાના ખુદ મંત્રીપદે હતા; તેમણે જૈન મંદિર બાંધવા માટે મેવાડના રાણા પાસેથી જમીન ખરીદી ત્યારે એમને એ જમીન એવી શરતે આપવામાં આવી કે, જૈન મંદિરની સાથોસાથ ગામ પણ વસાવવામાં આવે અને તેનું નામ રાણાના નામ ઉપરથી પાડવામાં આવે. આ ઉપરથી 'માદડી' ગામ પાસેની જે જમીન મંદિર માટે પસંદ કરવામાં આવી તેને રાણાના નામ ઉપરથી 'રાણકપુર' નામ આપવામાં આવ્યું અને એ રીતે એ પ્રસિદ્ધિમાં આવ્યું.

જો કે રાણકપુર આજે ખંડિયેર હાલતમાં વેરાન બન્યું છે પરંતુ એની ભૂતકાલીન મહત્તા આંકવાને આપણી પાસે કેટલીક તત્કાલીન વર્ણનસામગ્રી છે. શ્રીમેહ કવિએ સં. ૧૪૯૯માં

રચેલા ‘ राणिगपुर-चतुर्मुखप्रासाद-स्तवन ’ માં તેમણે પ્રત્યક્ષ જોયેલા આ ગામનું વર્ણન કરતાં કહ્યું છે:[1]

“ રાણકપુર જોઈ ને અત્યંત ઉલ્લાસ અને સંતોષ થાય છે. આ નગર અણહિલપુર (પાટણ) જેવું છે. તેનાં ગઢ, મંદિર અને પોળો અત્યંત સુંદર છે. વચ્ચે સરિતાનાં નીર વહે છે. કૂવા, વાવ, વાડી, હાટ અને જિનમંદિર ઘણાં છે. તેમાં અઢાર વર્ણના લોક, લક્ષ્મીવંત વેપારીઓ અને પુણ્યશાળી માનવીઓ વસે છે. એ સૌમાં યશસ્વી દાનીશ્વર ધરણિંદ નામનો સંઘવી મુખ્ય છે. તે જિન-મંદિરોનો ઉદ્ધારક છે. તેની પુણ્યાત્મા માતા કામલદે નામે છે, જે રત્નસિંહ અને ધરણિંદ નામના બે નરરત્નોને જન્મ આપી ધન્ય! ધન્ય!! ગવાય છે.”

આ વર્ણન ઉપરથી જણાય છે કે, પંદરમી સદીમાં આ રાણકપુર ઘણું સમૃદ્ધિશાલી અને આબાદ નગર હતું. એ સમયે જૈનોનાં ૩૦૦૦ જેટલાં ઘરો હતાં. રાણકપુરના નિવા-સીઓએ પણ અહીંના મંદિરોમાં મૂર્તિઓ ભરાવ્યાના શિલા-લેખો આ મંદિરોમાંથી મળી આવે છે. શ્રીમેહ કવિના કથન મુજબ તે સમયે અહીં ૭ જૈન મંદિરો હતાં. ત્યાર પછી સં. ૧૭૫૫માં શ્રીજ્ઞાનવિમલસૂરિએ રચેલી तीर्थमालामां [2]અને અઢારમા સૈકામાં પં. મહિમાએ રચેલી तीर्थमालामां [3]અહીં ૫ જૈન મંદિરો હોવાનું વર્ણન મળે છે.

---

૧. જુઓ: પરિશિષ્ટ પહેલું, સ્તવન: ૧, ૧ થી ૭ કડી.

૨. “પ્રાચીન તીર્થમાળા સંગ્રહ.” પૃષ્ઠ: ૧૩૬, પ્રકાશક: યશોવિજય ગ્રંથમાળા, ભાવનગર.

૩. એજન: પૃષ્ઠ: ૫૮

ઉપર્યુક્ત કવિએ ઉલ્લેખેલી નદી આજે પણ ઉત્તર-પશ્ચિમે પથરાયેલી છે.જે સદા વહ્યા કરે છે. તળાવનો પશ્ચિમ કિનારો મજબૂત બાંધેલો છે, જેની પહોળાઈ લગભગ ૪૨ હાથ છે. આ તળાવમાં બંધની પાસે ૪૦ વામ ઊંડું પાણી હોય છે, જ્યારે વરસાદમાં ૭૫ વામ જેટલું વધે છે. આ તળાવમાંથી કાઢેલી નહેરોથી શિયાળુ અને ઉનાળુ પાક થાય છે.

મુખ્ય દેવાલયની જમણી બાજુએ કિલ્લા સાથે જોડાયેલી એક વિશાળ ધર્મશાળા છે. તેમાં ૪૧ ઓરડાઓ છે, એક નવી ધર્મશાળા અને એક ઉપાશ્રય બનેલા છે. ધર્મશાળા અને દેવાલયની વચ્ચે એક સુંદર મજબૂત ઓરડો છે, જેમાં ચોકીવાળા અને સોમપુરા સલાટો રહે છે. દેવાલયની સામે એક નગારખાનું અને એક નાનો બગીચો પણ છે.

યાત્રાળુઓની સગવડ માટે એક ભોજનશાળા ખોલવામાં આવેલી છે. તેની સામે એક કુંડ છે. તેની પાસે એક દેરીમાં હનુમાનજીની મૂર્તિ છે, ચોતરા ઉપર મહાદેવજી, ગજાનન અને નંદિની સ્થાપના કરેલી છે.

જૈન મંદિરની આસપાસ બે તરફના કોટની બહાર એક મંદિર છે, જે સૂર્યનારાયણના મંદિર નામે ઓળખાય છે. તેના શિખરમાં ભાતભાતની કોરણી છે. ગૂઢમંડપ પડી ગયો છે. તેની બાજુમાં જ એક મહાદેવ મંદિર પતિત અવસ્થામાં છે. તેમાં એક ભોંયરું છે. આ બંને મંદિરો સંભવતઃ જૈન મંદિરો હશે જે પાછળથી હિંદુઓએ સૂર્યમંદિર અને મહાદેવ મંદિર નામે ઓળખાવ્યાં હશે. અત્યારનાં વિદ્યમાન ત્રણ મંદિરો

સાથે આ બે મંદિરોને ગણવામાં આવે તો અઢારમા સૈકાના કવિઓએ વર્ણવેલાં ૫ જૈન મંદિરોની હકીકતનો મેળ બંધબેસે.

મહાદેવજીના મંદિર પાસે ભૈરવનું સ્થાન છે, તેને અહીંના લોકો 'ભાંગરીયા ખેલોજી' કહે છે.

ઉપરાઉપરી પડેલા દુષ્કાળો અને સંભવતઃ ઔરંગઝેબના આક્રમણથી રાણકપુર આજે તો વેરાન બનેલું જોવાય છે. ગામની પૂર્વ-દક્ષિણે કેટલાંક ખંડિયેરો પડેલાં છે. અહીંથી ચાલી ગયેલી વસ્તી સાદડી, ઘાણેરાવ, મુડારા અને લાઠારા વગેરે ગામોમાં વસી ગયાનું કહેવાય છે. આસપાસની પહાડીઓ અને સઘન ઝાડીઓથી આખુંયે જંગલ ભયંકર લાગે છે. હિંસક પશુઓનો ભય પણ રહે છે. સંભવ છે કે મેવાડના રાણાઓએ આ સ્થાનને તેમના વિપત્તિકાળમાં આશ્રયનું સ્થાન પણ બનાવ્યું હોય. કેમકે દક્ષિણ દિશા તરફના ભયંકર જંગલમાં થઈને મેવાડ તરફ જવાનો એક રસ્તો છે. 'આ માર્ગે જતાં ૨ માઈલ દૂર એક ચોકી આવે છે. ત્યાંથી એક રસ્તો ઉત્તરમાં ભાનપુરાના વિકટ વનમાં થઈને જાય છે અને ચોકીથી બીજા માર્ગે આગળ જતાં એક આકિયા ઉપનદ (ખાર) આવે છે, તેના ચડાવ ઉપર એક પ્રાચીન કિલ્લો છે. તેના સિંહદ્વાર પર 'મહાભય, મહાભય' એવા શબ્દો ઉત્કીર્ણ છે અને કિલ્લો પણ એવો જ જણાય છે. આ કિલ્લાથી દક્ષિણ–પૂર્વમાં ૭ માઈલ દૂર મેવાડના સાયરા ગામે પહોંચાય છે.'[૧]

---

૧. જુઓઃ "મેરી ગોડવાડ યાત્રા" લેખકઃ શ્રીવિજયયતીન્દ્રસૂરિજી, પ્રકાશક : રાજેન્દ્ર પ્રવચન કાર્યાલયઃ પૃ. ૬૦–૬૧.

મતલબ કે, ઉપર્યુક્ત કિલ્લો અને ત્યાંથી રાણકપુર આવવાનો રસ્તો એ બધું આશ્રય સ્થાનની દૃષ્ટિએ રચવામાં આવ્યું હશે.

અત્યારે તો અહીં માત્ર ૩ જૈન મંદિરો બચી ગયેલાં જોવાય છે. તેમાંનું એક પ્રથમ તીર્થંકર શ્રીઆદીશ્વર ભગવાનનું ચૌમુખ દેવમંદિર મુખ્ય છે. ગોડવાડની મોટી પંચતીર્થીમાં જેટલાં પ્રાચીન જૈન મંદિરો છે, તેમાં સૌથી મોટું, કિમતી અને શિલ્પની દૃષ્ટિએ આ મંદિર અનુપમ છે. આ મંદિર કોણે ક્યારે બંધાવ્યું અને મંદિરનો આકાર તેમજ શિલ્પપ્રકાર કેવો છે એ જાણવાથી એનો મહિમા સમજી શકાય છે. ઋષભદાસ કવિએ આ તીર્થનું માહાત્મ્ય ગાતાં કહ્યું છે કે—

"ગઢ આબુ નવિ ફરસિયો, ન સુણ્યો હીરનો રાસ;
રાણકપુર નર નવિ ગયો, ત્રિણ્યે ગર્ભાવાસ."[1]

ખરેખર આબુ અને રાણકપુર તીર્થની યાત્રા જેણે કરી નથી, એનું જીવતર નકામું છે. એવી લોકવાણીનું કથન એ તીર્થોનાં વર્ણન વાંચ્યા-સાંભળ્યા પછી અને સાક્ષાત્ દર્શન કર્યા પછી યથાર્થ લાગે છે.

"રાણિગપુર શ્રીધરણવિહાર"

ધનકુબેર ધરણાશાહે રાણકપુરમાં શિલ્પકલાના અત્યુત્તમ નમૂના સમાન 'ધરણવિહાર પ્રાસાદ' બંધાવ્યો છે. એને 'ત્રૈલોક્યદીપક પ્રાસાદ, ત્રિભુવનવિહાર, નલિનીગુલ્મવિમાન અને ચતુર્મુખપ્રાસાદ' એવાં નામોથી પણ સંબોધાય છે.

---

૧. "આનંદકાવ્ય મહોદધિ." હીરવિજયસૂરિરાસ. પૃષ્ઠ: ૯૨. પ્રકા૦ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ, સૂરત.

આ મંદિર આડાવલાની છેક પશ્ચિમી તળેટીમાં અનેક પ્રકારની વનરાજિ વચ્ચે ઝીણી નકશીથી સુશોભિત વિમાનસમું દેખાય છે. પાંચસો વર્ષથી ધરણાશાહની કીર્તિગાથા સંભળાવતું ઉન્નતશીલ અને પોતાની શિલ્પકળાની સૌંદર્ય સુગંધ પ્રસરાવતું આ અટુલું ત્રૈલોક્યદીપક મંદિર, જાણે કાળ અને આક્રમણો સામે અડગપણે ઊભેલું હોય એમ લાગે છે.

**મંદિરની રચના :**

આ મંદિર ૪૮૦૦૦ ફીટના વિસ્તારમાં આવેલું છે. મંદિરની ઊંચાઈના પ્રમાણમાં જગતી–ભોંયતળિયાની ઊંચાઈ અને વિસ્તાર માપસર આલેખાયા છે. આખુંયે મંદિર સેવાડીના તેમજ સોનાણાના આરસ પથ્થરથી બાંધવામાં આવ્યું છે. મંદિરને જોતાં જ મનોહર બાંધણી, મજબૂત ઘાટ અને પાયાનું ઊંડાણ કેવું હશે એનો ખ્યાલ આવે છે. શ્રીમેહ કવિ કહે છે કે–"આ મંદિરનો પાયો સાત માથોડાં છે."[1] આ ઉપરથી આમાં કેટલું ખરચ થયું હશે અને કેટલી મહેનત–મજૂરી પડી હશે એની કલ્પના થઈ આવે છે.

વીશ–પચીશ પગથિયાં ચડ્યા પછી મંદિરની પ્રથમ ભૂમિકા આવે છે. તેમાં પ્રવેશ કરવા માટે ચારે તરફ ચાર પ્રચંડ દરવાજાઓ છે પરંતુ માત્ર પશ્ચિમ દ્વાર જ ખુલ્લું રાખવામાં આવે છે. પ્રથમ ભૂમિકા ઉપર બે માળ છે અને નીચે ભોંયરાં છે.

મૂળ મંદિરમાં ચારે દિશામાં સ્થાપન કરેલી ભગવાન ઋષભદેવની ૫ ફીટ ઊંચી મનોહર ૪ મૂર્તિઓ બિરાજમાન

---

૧. પરિશિષ્ટ પહેલું : કડી: ૮.

છે. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાની મૂર્તિઓ ઉપર સં. ૧૪૯૮ના ફાગણ વદિ ૫ના લેખો કોતરેલા છે.[1] જ્યારે માત્ર ઉત્તર દિશાની મૂર્તિ ઉપર સં. ૧૬૭૯ના વૈશાખ સુદિ ૧૧ ને બુધવારનો લેખ છે, જેમાં રાણા કર્ણસિંહના રાજ્યમાં શ્રી. વિજયદેસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા થયેલી છે.[2] આ ઉપરથી અનુમાન થાય છે કે, ચારે મૂર્તિઓની શ્રીસોમસુંદરસૂરિએ એક જ સમયે પ્રતિષ્ઠા કરી હશે, પરંતુ તે પછી ઉપર્યુક્ત મૂર્તિને કોઈ કારણસર બદલવી પડી હશે. વળી, ચારે મૂર્તિઓ સપરિકર છે, પરંતુ એનાં પરિકરો ખંડિત થતાં તેને કાઢી નાખી નવાં પરિકરો ગોઠવ્યાં છે.

મૂળગભારામાં ઉપર્યુક્ત ચૌમુખજી સિવાય બીજી ૧૮ પાષાણ મૂર્તિઓ છે અને ધાતુની ૨ પંચતીર્થીઓ છે. આ મૂર્તિઓ પૈકી એક પાષાણ મૂર્તિને ગૌતમસ્વામીની મૂર્તિ તરીકે ઓળખાવાય છે. તેમની પાસે ઓઘો નથી, પરંતુ એક હાથમાં મુહપત્તિ અને બીજા હાથમાં નવકારવાળી છે. મૂર્તિ ઉપર લેખ નથી. શ્રીઅંબિકાદેવીની મૂર્તિ પણ ૧ છે.

મૂળ મંદિરને ચારે બાજુએ ચાર વિશાળ મંડપો છે. તેના મુખ્ય મંડપો અને રંગમંડપો જુદા જુદા છે. મુખ્ય મંડપમાંથી રંગમંડપમાં જવા માટે નાળ મૂકેલી છે. નાળની બહાર એક ખુલ્લી કમાન છે અને ઊંચે એક નાળમંડપ છે. આ ખુલ્લી કમાનમાં સીડીદ્વારા જઈ શકાય છે. પશ્ચિમ તરફની સીડીને વધુ પગથિયાં હોવાથી તે બાજુનું દ્વાર મુખ્ય ગણાય છે.

---

૧. જુઓ, પરિશિષ્ટ બીજું: લેખાંક: ૨.
૨. એજન, લેખાંક: ૧૩.

સૂળ મંદિરના ૪ દ્વારો ઉપર ખૂણામાં ઉપરાઉપરી બબ્બે દેરાસરો છે. તેના રંગમંડપો અને મુખમંડપો દરેકને જુદા જુદા છે. આ રીતે બધા મળીને કુલ ૨૪ મંડપો ઘૂમટવાળા છે.

મૂળગભારાની બહાર મૂળનાયકની સન્મુખ આરસ પાષાણના એક જ પથ્થરમાંથી આરપાર કોરીને અન્દર ગોઠવેલાં તોરણો તો આબુની શિલ્પકળાની યાદ અપાવે એવાં મનોહર છે. તેમાં આગળના અને પાછળના ભાગમાં સાત-સાત મળીને કુલ ૧૪ જિનપ્રતિમાઓ ઉત્કીર્ણ છે. આવાં જ બીજાં ૨ તોરણો છે, તેમાં પણ એ જ પ્રકારે જિનપ્રતિમાઓ અંકિત હોવાથી કુલ ૪૨ મૂર્તિઓ ગણાય છે. આ તોરણોને મારવાડમાં ' વાંદરવાવ ' નામે ઓળખે છે. પ્રથમ તોરણના ઉપરના ભાગમાં ડાબી બાજુએ સુંદર ભાવ ઉત્કીર્ણ છે; જેમાં તીર્થંકરની માતા શયનાવસ્થામાં ૧૪ સ્વપ્ન નિહાળી રહ્યાં હોય એવું આલેખન પથ્થરમાં ઉત્કીર્ણ છે.

સભામંડપના ઘૂમટમાં ગોળાકારે ૧૬ વિદ્યાદેવીઓ અને વચ્ચે કળાભર્યું વેલબુટ્ટાનું સુશોભન આલેખ્યું છે; જે આબુ-દેલવાડાના મંદિરની આબેહૂબ નકલ સ્વરૂપ જણાય છે.

મંદિરની છતમાં અને થાંભલાઓમાં વૈવિધ્યભર્યું શિલ્પ-લાવણ્ય તો આંખને આંજી દે તેવું ઊભરાય છે. એક જ મસ્તકમાં જોડાયેલી ૫ પૂતળીઓ, કમલપત્રની બારીક નકશી, કલામય ઝુમ્મરો, વેલબુટ્ટા વગેરે આકૃતિઓ શિલ્પકળાના અજોડ નમૂના સમાન છે.

મંદિરમાં પ્રવેશ કરતાં જે ઘૂમટ આવે છે તેમાં એક

સ્થળે આચાર્ય મહારાજ બેઠેલા છે અને તેમની પાછળ ૩ સાધુઓ હાથમાં ઓઘો રાખીને ઊભા હોય એવો ભાવ કોરેલો છે.

બીજા ઘૂમટમાં શ્રીનેમિનાથ ભગવાનના પંચકલ્યાણકનો ભાવ દર્શાવ્યો છે. એક તરફ શ્રીકૃષ્ણનો મહેલ, શ્રીનેમિનાથ ભગવાનની જાન, લગ્નની ચોરી, પશુઓનું પાંજરું, પશુઓને છોડી મૂકવાં અને રથને પાછા વાળવાનું આખુંયે ઘટનાદૃશ્ય ઉત્કીર્ણ છે. એક તરફ એક ગોવાળિયો લાકડીના ટેકે ઊભો રહેલો છે, તેની પાસે પશુઓ ચરી રહ્યાં છે અને એક તરફ છાશ વલોવતી સ્ત્રીઓનું દૃશ્ય ઉપસાવ્યું છે. બીજા એક ખૂણામાં સમવસરણનો ભાવ આલેખ્યો છે. આ સિવાય બીજાં કેટલાંયે ઘટનાદૃશ્યો જોવાલાયક છે.

પશ્ચિમ તરફના સભામંડપના એક થાંભલા ઉપર સં. ૧૬૧૧ ના વૈશાખ સુદિ ૧૩ નો લેખ છે, જેમાં ઉસમાનપુરના રહેવાસી શ્રેષ્ઠી ખેતાએ 'મેઘનાદ' નામનો મંડપ કરાવ્યાનો ઉલ્લેખ છે.[1]

એક હાથી ઉપર સં. ૧૭૭૪ની સાલનો લેખ છે.

ચારે ખૂણાના મંદિરો ઉપર ૪ ઘૂમટો છે, જે ૪૨૦ સ્તંભો ઉપર રહેલા છે. દરેક ચાર સમૂહની મધ્યના ઘૂમટો ત્રણ માળ સુધી ઊંચા છે અને એ જ સમૂહના બીજા ઘૂમટોથી ઊંચે જાય છે. આવા મધ્યના ઘૂમટોમાંનો એક જે મુખ્ય દ્વારની સામે છે તેને અંદર અને ઉપર એમ બેવડા ઘૂમટો છે, જેનો આધાર ૧૬ સ્તંભો ઉપર રહેલો છે.

૧. જુઓ : પરિશિષ્ટ બીજું, લેખાંક: ૧૧

ચારે બાજુએ ફરતી ૭૬ દેવકુલિકાઓ છે. તેની આગળના ભાગમાં વૈવિધ્યભરી મનોહર કોરણી કરેલી છે, દેરીઓ ઉપરના લેખોથી જણાય છે કે, ધરણાશાહના પછી જુદા જુદા વ્યક્તિઓએ મળીને દેરીઓ બનાવી છે, એ વિશે થોડીક વિગત આ પ્રમાણે છે :—

પશ્ચિમ દરવાજાની ડાબી બાજુની દેરી નં. ૨ ઉપર સં. ૧૫૧૧ના માગશર વદિ ૧૩ ને સોમવારનો લેખ છે, જેમાં સત્યપુર (સાચોર)ના રહીશ ઓશવાલજ્ઞાતીય ભાઈઓએ મળીને દેરી કરાવી એમ લખ્યું છે.

દેરી નં. ૫ ઉપર સં. ૧૫૧૧ની સાલનો લેખ છે, તેમાં સુડારાવાસી મડાપુત્ર રાજાએ દેવકુલિકા કરાવી એમ જણાવ્યું છે.

દેરી નં. ૭ ઉપર માલવીય ઉસારિયા ગામવાસી દેવા હરિયાએ દેવકુલિકા કરાવ્યાનો લેખ છે.

દેરી નં. ૮ માલવીય પીપલિયાવાસી દેપા પાલ્હણસીએ દેરી કરાવ્યાની હકીકત લેખમાં છે.

દેરી નં. ૧૦ રાણપુરના જ વાસી નયણાના પુત્રો લાખા વગેરેએ દેરી કરાવી એવો લેખ છે.

દેરી નં. ૧૧ સિરોહીવાસી સં. ગુણરાજે દેરી કરાવી. એમ લેખમાં જણાવ્યું છે. આ ત્રણે દેરીઓના લેખો સંવત વિનાના છે.

દેરી નં. ૧૩માં સં. ૧૩૪૮ નો લેખ છે.

મુખ્ય ગભારા પાસે આવેલી સીડીની પાછળ સં. ૧૬૯૨ ના ચૈત્ર વદિ ૧૧ ને ગુરુવારનો લેખ છે. તેમાં બાલીનિવાસી

પોરવાડ શેઠ હીરાના પુત્ર-પૌત્રોએ ૩૫ દેરીઓ કરાવ્યાનો અને તે માટે શ્રીસુમતિસુંદરસૂરિએ તેમને આશીર્વાદ આપ્યાનો ઉલ્લેખ છે.

ભમતીમાં દક્ષિણ દિશાના દરવાજા ઉપર જમણી તથા ડાબી બાજુએ નંદીશ્વરદ્વીપના પટ્ટ ગોઠવેલા છે. આ મંડપમાં એક જ શિલામાં કોરેલી ત્રણ કાઉસગ્ગિયા મૂર્તિઓ મનોહર છે. એક તરફ પાંચસો વર્ષથી ઊભેલું રાયણવૃક્ષ અને તેની નીચે શ્રીઆદીશ્વર ભગવાનનાં પગલાં શત્રુંજયનું સ્મરણ અપાવી રહ્યાં છે.

ઉત્તર-પશ્ચિમમાં આવેલાં દેરાસરો પૈકી એકમાં શ્રીસમેત-શિખરની કોરણીવાળી રચના છે. તેના ઉપર સં. ૧૫૪૮ નો લેખ છે. સામેના બીજા મંદિરમાં અષ્ટાપદની અધૂરી રચના, બે મોટી શિલાઓ ઉપર કોરેલી ચંત્રાકારે ગોઠવેલી નંદીશ્વરની રચના, સમેતશિખરવાળા દેરાસરની ભીંતના લાંબા-પહોળા પથ્થર ઉપર કોરેલ શત્રુંજય અને ગિરનારનો પટ, ડાબી બાજુએ નાલમંડપમાં સહસ્રકૂટની સુંદર રચના-વગેરે આકૃતિઓની કોરણી બેનમૂન છે.

દક્ષિણ તરફના નાલમંડપ પાસે ખૂણાના દેરાસરની ભીંતમાં એક મોટી શિલા ઉપર સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનનું આંટી-ઘૂંટ્યા જેવું શિલ્પ તો સૌ કોઈને દિઙ્મૂઢ બનાવે એવું છે. એ શિલ્પમાં શ્રીપાર્શ્વનાથની મૂર્તિ નાગેન્દ્રની પીઠ ઉપર કાયોત્સર્ગ ધ્યાનમાં ઊભેલી છે અને એ જ નાગેન્દ્રે બીજી નાગ-નાગિણીઓ સાથે આંટા લગાવી ગૂંથેલું ૧૦૦૮ ફણાનું છત્ર ધારણ કરી રાખ્યું છે. નાગ અને નાગિણીઓએ પોતાની

સમગ્ર શક્તિ જાણે કામે લગાડી હોય તેવું આ શિલ્પ એવી ખૂબીથી ઉપજાવી કાઢયું છે કે સામાન્ય નજરે એ કોયડારૂપ બની રહે. આ કૃતિમાં શિલ્પીએ પોતાના ઉત્કૃષ્ટ કલા-કૌશલનો પરિચય કરાવ્યો છે. આવી માન-સામંજસ્યમાં અજોડ કૃતિઓ ભાગ્યે જ બીજેથી જડી આવે. કહેવાય છે કે, આ શિલા બીજેથી લાવવામાં આવી છે. તેના ઉપર સં. ૧૯૦૩ નો લેખ છે, આ શિલા ત્રણ સ્થળેથી ભાંગેલી છે, જેને પાછળથી ચૂનાથી સાંધી દીધી છે.

કહેવાય છે કે, આ મંદિરમાં અગાઉ ૮૪ ભોંયરાં હતાં. લગભગ ૧૮ મા સૈકાના શ્રીજ્ઞાનવિમલસૂરિના કથન મુજબ તેમાં ૯ ભોંયરાં વિદ્યમાન હતાં. આજે તો માત્ર પાંચ રહેવા પામ્યાં છે. ધરણાશાહે અગમચેતી વાપરીને એ ભોંયરાઓમાં મૂર્તિઓ અને દ્રવ્ય ભરી રાખ્યું હતું. મુસ્લિમ કાળમાં આ મંદિરની મૂર્તિઓ નાશ પામી ત્યારે ભંડારેલી મૂર્તિઓની સ્થાપના કરવામાં આવી હતી. અત્યારે ત્રણેક ભોંયરામાં મૂર્તિઓ હોવાનું માલમ પડે છે. તેમાં ડાબા હાથ તરફના ભોંયરામાં ખૂબ મોટી મૂર્તિઓ શ્યામ પડી ગયેલી છે ને કેટલીક ખંડિત અવસ્થામાં છે. કેટલીક મૂર્તિઓ ઉપર સં. ૧૫૫૧ની સાલના લેખો છે ને જુદા જુદા ગૃહસ્થોએ ભરાવેલી એ મૂર્તિઓની શ્રીઉદયસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી છે. આ જ ભોંયરામાં સં. ૧૪૯૮ની સાલની શ્રીસોમસુંદર-સૂરિએ પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓ પણ છે. વળી મોટી ૪ મૂર્તિઓ, ૪ મોટા કાઉસગ્ગિયા છે, જે લગભગ ૫-૬ ફીટ ઊંચા અને મનોહર છે. બીજી નાની કેટલીક પ્રતિમાઓ પણ છે. ભોંયરામાં કુલ ૧૫૬ થાંભલાઓ છે.

ભોંયરામાં અને ત્રણે માળમાં મળીને કુલ ૧૪૪૪ થાંભલાઓ એકબીજાથી જુદી જુદી કોરણીના સુશોભિત રીતે ગોઠવેલા છે. કેટલાક થાંભલાઓની ઊંચાઈ ૪૮–૫૦ ફીટથીયે વધારે છે અને મંડપોના થાંભલા તો એકે કોરણી વિનાના નથી. આવા એકેક થાંભલાનો જીર્ણોદ્ધાર કરવામાંયે આજે હજારો રૂપિયાનો ખરચ થાય ત્યારે ૧૪૪૪ થાંભલા બનાવવા પાછળ કેટલો ખર્ચ અને શ્રમ પડયો હશે એનો અંદાજ પામવો મુશ્કેલ નથી.

મંદિરમાં એક અધૂરો સ્તંભ છે. તેને માટે એવી કિંવદંતી છે કે, ચિતોડના રાણાએ ધરણાશાહનું અનુકરણ કરવા માટે આ સ્તંભ બનાવવાની શરૂઆત કરેલી, પરંતુ એવો ન બની શક્યો; એ સ્તંભ અધૂરો જ રહી ગયો.

મૂળનાયકના સભામંડપના બે થાંભલામાંથી પ્રતિમાનાં દર્શન હરસમયે પોતે કરી શકે તેવી ગોઠવણી પૂર્વક દાનવીર ધરણાશાહ અને કર્મવીર દેપાની ઊભી મૂર્તિઓ મૂકેલી છે. એક ખૂણાના દેરાસરમાં પાઘડી, ખેસ અને કંઠમાં મોતીના હાર વગેરે વસ્ત્રાભૂષણોથી સજ્જ અને હાથમાં માળા સાથેની ધરણા-શેઠની મૂર્તિ છે. મૂર્તિનું નાક જરા ખંડિત થયું છે.

ચોથા દરવાજાની છત ઉપર ધરણાશેઠ અને તેમના વડિલ બંધુ શ્રી.રતનાશાહની હાથી ઉપર બેઠેલી મૂર્તિઓ છે.

બીજા માળમાં પણ ચૌમુખ પ્રતિમાઓ વિરાજમાન છે. પશ્ચિમ દિશાના મૂળનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પલાંઠી નીચે સં. ૧૫૦૭નો લેખ છે.[1] બાકીની ત્રણે બાજુએ ક્રમશઃ

---

૧. પરિશિષ્ટ બીજું: લેખાંકઃ ૪

૧૫૦૬, સં. ૧૫૦૭, સં. ૧૫૦૮ના લેખો છે. બધી પ્રતિમાઓની પ્રતિષ્ઠા શ્રીરત્નશેખરસૂરિએ કરેલી છે.

બીજા માળમાં પણ પહેલા માળની જેમ ચારે ખૂણે ૪ દેરાસર બાંધવાની શરૂઆત કરેલી જોવાય છે. ૨ મંદિરો અધૂરાં બનેલાં છે જ્યારે ૨ મંદિરોના કામની શરૂઆત કરેલી લાગે છે. અધૂરાં મંદિરો પૈકી એકમાં ચૌમુખજી વિરાજમાન છે. અહીં ૮ થાંભલા છે, તેમાં પ્રત્યેક થાંભલામાં ૯ જિનપ્રતિમાઓ ઉત્કીર્ણ છે; એ રીતે ૮ થાંભલામાં મળીને કુલ ૭૨ જિન-પ્રતિમાઓ છે. સંભવત: ભૂત, ભવિષ્ય અને વર્તમાન ચોવીશીની આ સ્થાપના હશે.

ત્રીજા માળમાં પણ ચૌમુખ પ્રતિમાઓ વિરાજમાન છે. તેમાં શ્રીસંભવનાથ, આદિનાથ વગેરે તીર્થંકરોની મળીને ૪ મૂર્તિઓ છે. દક્ષિણ દિશાના મૂલનાયક ઉપર સં. ૧૫૦૮નો લેખ છે.[1] એ સિવાયની બીજી મૂર્તિઓ ઉપર સં. ૧૫૧૨, સં. ૧૫૧૩, સં. ૧૫૧૫, સં. ૧૫૪૩ના લેખ કોરેલા છે.

મૂળનાયક ભગવાનના મંદિરના શિખરમાં ચારે બાજુએ પૂતળીઓ અને વચમાં કાઉસગ્ગિયા, ભૈરવજી, અંબાદેવી વગેરેનાં સ્વરૂપો દર્શાવ્યાં છે. શિખર ૧૦૧ ફીટ ઊંચું છે.

ઉપરના માળો અને ઘૂમટોમાં ફરતાં નીચે ઊતરવાનો માર્ગ શોધવો પડે એવી માળની રચના કરેલી છે.

આ રીતે માળોની રચના, થાંભલાની ગોઠવણી, બહારથી નજરે પડતી વાંકીચૂકી જમીન ઉપરની દેરીઓની એકસરખી રચના—આ બધું શિલ્પીની અસાધારણ કળાકુશળતા બતાવી આપે

૧. પરિશિષ્ટ બીજું: લેખાંક: ૫

છે. મંદિરનું સ્થાપત્ય જ એવા પ્રકારનું છે કે, જ્યાં જુઓ ત્યાં એકસરખી દેરીઓ, દેરાસર, થાંભલા, ઘૂમટો અને મૂર્તિ-ઓને જોઈને ભુલાવામાં પડી જવાય.

આવા કળામય મંદિરની સમગ્ર રચના પાછળ દાનવીર અને કળાવીરના મુક્ત હસ્તનો અસ્ખલિત અર્પણ–પ્રવાહ નજરે ચડે છે અને આ મંદિર કરતાંયે તેમની ભાવનાનું વિરાટ દર્શન કરાવે છે. બંનેની અમાપ ભક્તિ, શક્તિ અને ઔદાર્ય ભાવનાથી સર્જાયેલી આ ત્રિવેણીમાં આપણે એક વાર તો એવા લીન બની જઈએ કે એના વર્ણન માટે વાચા જ ન સ્ફુરે.

સમર્થ શિલ્પમીમાંસક સર ફરગ્યુસન પોતાની ઢબે સાચું કહે છે કે—

"આ દેવાલયનું ભોંયતળિયું ઊંચું હોવાને લીધે તથા મુખ્ય ઘૂમટોની વધારે ઊંચાઈને લીધે એક મહાન જૈન દેવાલયનો બરાબર દેખાવ આપે છે. કારણ કે, બીજાં જૂનાં દેવાલયોમાં બહારના ભાગ ઉપર કોતરકામનો અભાવ હોય છે. આ દેવાલયમાં ઘણા અને નાના ભાગો પાડેલા છે, તેથી શિલ્પવિદ્યાની ખરી શોભા તેમાં દેખાઈ આવે તેમ નથી, પરંતુ દરેક સ્તંભો એકબીજાથી જુદા છે, તેમજ ઉત્તમ રીતે ગોઠવેલા છે. અને તેમના ઉપર ભિન્ન ભિન્ન ઊંચાઈના ઘૂમટો ગોઠવેલા છે. આ બધાય ઉપરથી મન ઉપર ઘણી સારી અસર ઊપજે છે. આવી સારી અસર કરે તેવું તથા સ્તંભોની સુંદર ગોઠવણીનો ખ્યાલ આપે એવું હિંદુસ્તાનમાં બીજું એકે દેવાલય નથી.

## મંદિરનિર્માતાઃ ધરણાશાહ:

આ 'ત્રિભુવનદીપક' દેવસહાલયના નિર્માતા ધરણાશાહ પોરવાડ હતા. તેમના પિતાનું નામ કુંરપાલ અને માતાનું નામ કામલદે હતું. તેમની પત્નીનું નામ ધારલદે હતું. તેમને જાજ્ઞા અને જાવડ નામે બે પુત્રો હતા. તેમના મોટા ભાઈનું નામ રત્નાશાહ અને તેમની પત્નીનું નામ રત્નાદે હતું. તેમને લાખા, મના, સોના અને સાલિગ—એમ ચાર પુત્રો હતા. તેઓ સિરોહી રાજ્યના નાંદિયા ગામના વતની હતા.

દંતકથા એવી છે કે, એક વખત મુસ્લિમ શહેનશાહનો એક પુત્ર પોતાના પિતાથી રીસાઈને રાજપૂતાનામાં થઈને જતો હતો. આ બંને ભાઈઓએ તેને સમજાવીને પોતાના પિતાની રાજધાનીમાં મોકલ્યો. આથી શહેનશાહ બહુ ખુશ થયો અને તે બંને ભાઈઓને તેડાવી પોતાના દરબારમાં રાખ્યા. પરંતુ થોડા સમય પછી ગામના ગપગોળાથી બાદશાહે તેમને અટકમાં લીધા. તેઓ જુદી જુદી જાતના ૮૪ સિક્કાઓનો દંડ ભર્યા પછી મુક્ત થયા અને પોતાના મુલકમાં પાછા ફર્યા, પરંતુ તેમને તેમના વતન નાંદિયામાં રહેવું યોગ્ય ન લાગ્યું. આથી રાણકપુરની દક્ષિણે આવેલા માલગઢમાં તેઓ વસ્યા.

ધરણાશાહ ખૂબ બુદ્ધિશાળી મુત્સદ્દી હતો. તેની કીર્તિ સાંભળીને મેવાડના રાણાએ (સંભવતઃ રાણા મોકલ અને તે પછી રાણા કુંભાએ પણ) તેને પોતાનો મંત્રી નીમ્યો. થોડા સમયમાં જ પોતાની કુશળતાથી એણે ખૂબ દ્રવ્ય એકઠું કર્યું. સં. ૧૭૪૬માં શ્રીશીલવિજયજીએ રચેલી તીર્થમાલાના ઉલ્લેખ પ્રમાણે સં. ૧૪૪૬માં શ્રીસોમસુંદરસૂરિના ઉપદેશથી એ

પ્રભાવિત થયો અને તેની બુદ્ધિનો પ્રવાહ ધાર્મિકતા તરફ વળ્યો. તેમને પોતાની લક્ષ્મીની ચંચળતાનો અનુભવ થયેલો હતો તેથી તેને સાર્થક કરી લેવા પાછળથી તેઓ માદડીમાં જઈ વસ્યા અને તેની નજીકમાં એક મંદિર બંધાવવા માટે એકાંતમાં આવેલી સુંદર ભૂમિની પસંદગી કરી જમીન ખરીદી, જે પાછળથી 'રાણકપુર' નામે પ્રસિદ્ધ પામી, એ વિશે અગાઉ કહેવાઈ ગયું છે.

એ જ તીર્થમાલામાં[1] ધરણા શેઠ માટે ખાસ ધ્યાન ખેંચે એવી હકીકત મળે છે, એનો સાર એ છે કે—"શ્રીધરણા શેઠે બત્રીશ વર્ષના ભરયૌવનમાં શત્રુંજય પર આવેલા બત્રીશ સંઘો વચ્ચે સંઘતિલક કરાવી ઇંદ્રમાળ લઈ ચોથું બ્રહ્મચર્ય-વ્રત ઉચ્ચર્યું હતું. આ રીતે તેમણે યૌવન અને સંપત્તિને સાર્થક કરી ઉત્તમ ધર્મકાર્યો કર્યાં.

એક રાત્રે સ્વપ્નમાં ધરણાશાહે બારમા દેવલોકનું 'નલિનીગુલ્મ વિમાન' જોયું. એમને ભાવના થઈ આવી કે, 'આવી રચનાવાળું દેવાલય જો ભૂમંડલ ઉપર મારાથી બને તો ખરી પ્રભાવના કરી કહેવાય અને સ્વ–પરના કલ્યાણનું કારણ બને.' કોઈ પણ રીતે આ મનોરથને પાર પાડવાનો સંકલ્પ કરીને તેઓ કુલદેવીની આરાધના કરવા લાગ્યા.

સંકલ્પ પ્રમાણે તેમણે પચાસેક મોટા સોમપુરા શિલ્પી-ઓને બોલાવ્યા અને તેમની આગળ પોતાનો મનોરથ વ્યક્ત કર્યો. સ્વપ્નમાં જોયેલા વિમાનના આકારની તેમને વાત કરી. અને સિદ્ધપુરના ચતુર્મુખપ્રાસાદ (રાજવિહાર)ની ખૂબ પ્રશંસા

૧. પ્રાચીન તીર્થમાલા સંગ્રહ: પૃષ્ઠ ૧૦૬: કડી: ૬૫થી ૭૦.

કરતાં જણાવ્યું કે–"મારે પણ અહીં તેના જેવું જ દેવળ મોટા મંડાણે બંધાવવું છે; એ મુજબના નકશાઓ દોરી લાવો."

કોણ જાણે કેમ, ધરણાશાહની આર્થિક સ્થિતિ અને તેમના મનોરથ વચ્ચે મોટો તફાવત હોવાનું શિલ્પીઓના મનમાં વસી ગયું હતું. આથી શેઠની તેમણે ધારેલી સ્થિતિ અનુસાર તેઓ નકશા દોરી લાવ્યા, પણ કોઈના નકશાઓ તેમને ન રુચ્યા.

છેવટે મુંડારા ગામના રહેવાસી દેપા નામના શિલ્પીએ દોરેલો નકશો તેમને ગમી ગયો. મોટા મોટા શિલ્પીઓ પણ એ જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા. દેપો અર્ધસંન્યાસી જેવો હતો અને એ સમયમાં ગાંડા જેવો ગણાતો. બીજા શિલ્પીઓની પ્રેરણાથી દેપાએ શેઠની સ્થિતિ જાણી લેવા પાયા માટે સાત પ્રકારની ધાતુઓ, કસ્તુરી અને બહુમૂલ્ય વસ્તુઓ મંગાવી. ધરણાશાહે તે બધી વસ્તુઓ માગતાંવેંત હાજર કરી. આ જોઈ સૌને ધરણાશાહની ભાવના અને સ્થિતિની વાસ્તવિક પ્રતીતિ થઈ આવી.

મંદિરનો પાયો નંખાયો ત્યારે શિલ્પીઓને કબંધ પહેરાવી તેમણે ખુશ કર્યા. બધા કારીગરો અને મજૂરોની જરૂરિયાતો પૂરી પાડી સગવડો કરી આપી અને જોતજોતામાં 'જંગલમાં મંગલ'ની પ્રતીતિ કરાવતા એ સેંકડો શિલ્પીઓનાં ટાંકણાં રાતદહાડો ગાજવા લાગ્યાં.

દરમિયાન ધરણાશેઠને અનેક સુકૃતો કરતાં મોટા મંડાણના દેવાલયને બંધાવવામાં કેટલાય વર્ષો વીતી ગયાં. શ્રીશીલવિજયજીના કથન મુજબ સં. ૧૪૪૬ માં મંદિરનો પાયો નાંખ્યો

હોય તો સં. ૧૪૯૮ સુધીમાં બાવન વર્ષો સુધી તેનું કામ ચાલ્યું.[1] જ્યારે "કેટલીક ઘટનાઓના સમયનિર્દેશ" નામે એક છૂટા પ્રાચીન હસ્તલિખિત પત્રમાં આ પ્રમાણે ઉલ્લેખ સાંપડે છેઃ

"संवत् १४३२ राणपुर नगरमें देवल करायो धन्ने पोरवाड। निन्नाणु लाख द्रव्य लगायो। तिण रे पाखती देवल १ सोमल पोरवाड करायो। तिणमै नागी पुतली छे।"[2]

આ ઉપરથી 'ધરણવિહાર' બંધાવવામાં ચોસઠ વર્ષો વીતી ગયાં; એમ જણાય છે. વળી ઉપર્યુક્ત પ્રાચીન પત્રમાં બીજે સ્થળે નિર્દેશ છે કે,

"संवत् १४९३ राणपुर देवल थापना कीधी।"[3]

આ ઉલ્લેખથી આ મંદિર બંધાવવામાં (ચાર-પાંચ) વર્ષ લાગ્યાં, એમ મનાય.

મતલબ કે, આવું વિશાળ મંદિર બંધાવવામાં ઘણાં વર્ષો લાગ્યાં હશે એમાં શંકા નથી. છતાં ધરણાશેઠની મનોરથની સિદ્ધિ પૂર્ણ ન થઈ. સ્વપ્નમાં જોયેલા અધૂરા વિમાન સુધી જ એમના દેવળનું કામ અટક્યું.

કહેવાય છે કે, ધરણાશાહને સાત માળનું મંદિર બંધાવવાનો ઇરાદો હતો. પણ તેમને યમરાજનો કાળઘંટ સંભળાવા લાગ્યો. ત્રણ માળ પૂરા થયા અને ચોથો માળ અધૂરો રહ્યો. બીજું કેટલુંક કામ પણ અધૂરું પડતું મૂક્યું અને એ સમયના યુગપ્રધાન બૃહત્તપાગચ્છાચાર્ય શ્રીસોમસુંદરસૂરિના હાથે મંદિરની પ્રતિષ્ઠા કરાવવાનો નિર્ણય કર્યો.

---

૧. પ્રાચીન તીર્થમાળા સંગ્રહ: પૃષ્ઠ ૧૦૬, કડી ૬૭.
૨-૩. જુઓ "જૈન સત્યપ્રકાશ" વર્ષ ૭, અંક ૫. પૃષ્ઠ ૩૨૧.

સંઘવી ધરણાશેઠની વિનતિથી શ્રીસોમસુંદરસૂરિ રાણકપુર પધાર્યા અને ધરણા શેઠે બંધાવેલી પૌષધશાળામાં ઊતર્યા. શ્રીસોમસુંદરસૂરિ સાથે ૫૦૦ સાધુઓનો પરિવાર હતો; જેમાં ચાર સૂરિવરો અને નવ ઉપાધ્યાયો વગેરે હતા. સં. ૧૪૯૬માં સૂર્યબિંબ સમા તેજસ્વી મૂળનાયક શ્રીયુગાદિદેવનાં ચાર બિંબોની પ્રતિષ્ઠા શ્રીસોમસુંદરસૂરિના હાથે કરાવી. એ સમયે ધરણાશેઠે ગરીબોને ખૂબ દાન આપ્યું. કૂવા, વાવ અને તળાવ ખોદાવી લોકોપકારી કાર્યો અને સાધર્મીવાત્સલ્યો કર્યાં.

એ મહોત્સવ પછી એ જ વર્ષમાં શ્રીસોમદેવ વાચકને તેમણે આચાર્ય પદવી અપાવી અને તેમના મહોત્સવમાં પુષ્કળ દ્રવ્ય વાપરી સુકૃત પ્રાપ્ત કર્યું.[1]

મંદિરના સં. ૧૪૯૬ના એક શિલાલેખ ઉપરથી જણાય છે કે, ધરણાશાહે આ મંદિર સિવાય અજારી, પીંડવાડા, સાલેર આદિ સાત ગામોમાં નવા સાત દેવળો બંધાવ્યાં અને અનેક જિનમંદિરોનો પુનરુદ્ધાર કર્યો હતો.[2]

ધરણાશાહ ક્યારે સ્વર્ગવાસી થયા એ વિશે ક્યાંયથી જાણી શકાતું નથી, પરંતુ તેમનો સં. ૧૫૦૭ એક શિલાલેખ મંદિરમાંથી મળી આવે છે[3] એટલે તેઓ ત્યાં સુધી હયાત હશે એમ તો જણાય છે, પરંતુ તેમની અંતિમ ઘડીઓમાં તેમના મોટાભાઈ રતનાશાહે તેમની અભિલાષાને બનતી શક્તિએ પૂર્ણ કરવાનું વચન

૧. ગુરુગુણરત્નાકર કાવ્ય. પૃષ્ઠ: ૨૦, શ્લોક: ૧૧૦; સોમસૌભાગ્યકાવ્ય સર્ગ: ૯, શ્લોક: ૫૮, ૫૯.

૨. પરિશિષ્ટ ત્રીજું: શિલાલેખ નં. ૧

૩. એજન શિલાલેખ નં. ૨

આપ્યું હતું અને તે મુજબ પાછળનાં આઠ-દસ વર્ષ સુધી રત્નાશાહે મંડપોમાં જે કામકાજ કરાવ્યું તે ધરણાશાહ કરતાંયે વધુ કળામય બને એવી દૃષ્ટિ તેમણે રાખી હતી.

એક શિલાલેખથી જણાય છે કે, અહીં શ્રીહીરવિજય-સૂરિના ઉપદેશથી જીર્ણોદ્ધાર અને 'મેઘનાદ' મંડપ નવેસરથી થયો હતો. દેવકુલિકાઓના મૂળનાયકોની જુદા જુદા શ્રાવકોએ પ્રતિષ્ઠા કરાવ્યાની હકીકત પણ શિલાલેખોમાંથી મળી શકે છે.

## બીજું મંદિરઃ

મુખ્ય મંદિર-ધરણવિહારથી પશ્ચિમમાં થોડે દૂર કોટ સહિત શિખરબંધી ભવ્ય અને મનોહર મંદિર આવેલું છે; જે પૂર્વાભિમુખ દ્વારવાળું છે તેમાં મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની ૨ ફીટ ઊંચી શ્યામવર્ણી મનોહર પ્રતિમા વિરાજ-માન છે. મૂર્તિની ચારે બાજુએ પરિકર સાથે ૨૩ મૂર્તિઓ અને તોરણ લગાવેલું છે. મંડપમાંની છ પ્રતિમાઓ સર્વાંગ-સુંદર છે. મંદિરમાં કુલે ૧૩ પ્રતિમાઓ છે, જે સં. ૧૪૪૪માં અને તે પછી પ્રતિષ્ઠિત થયેલી છે. મંદિરમાં એક ભોંયરું છે ને તેમાં ૩૫ પ્રતિમાઓ વિદ્યમાન છે. બે મૂર્તિઓ ઉપર સં. ૧૫૦૮ અને સં. ૧૫૦૯ના લેખો છે. એક ગોળ પથ્થરમાં બહુ સુંદર પંચતીર્થી કોરેલી છે. તેના ઉપર પબાસણમાં સં. ૧૫૦૪ની સાલમાં તપાગચ્છીય આચાર્યે પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે.

આ મંદિરમાં કેટલેક સ્થળે તો ધરણવિહાર કરતાંયે બારીક કોતરકામ કરેલું જોવાય છે. શિખરમાં કોરણી સાથે પથ્થરમાં ગોઠવેલી નૃત્ય કરતી દેવાંગનાઓનો અંગમરોડ, ઊભ-રાતું લાવણ્ય અને આભૂષણોના અંબારનો આબેહૂબ ચિતાર ખડો

કર્યો હોય એમ લાગે છે. દેવળની ભિટ્ટમાં ત્રણે બાજુએ ૩–૪ ઈંચ પહોળી પટ્ટીમાં કામશાસ્ત્રીય ચોરાસી આસનોમાંથી કેટલાંક આસનો કોતર્યાં છે. આ નગ્ન પૂતળીઓને જોઈને કેટલાક વિદ્વાનો જુદા જુદા અભિપ્રાયો આપવા દોરવાયા છે. પરંતુ કેટલાક વિદ્વાનો આ સળંગ પટ્ટીનાં ચિત્રો જોઈને કહે છે કે, એ શ્રીનેમિનાથ ભગવાનની જાનના વરઘોડાનું દૃશ્ય છે, ત્યારે કેટલાક યુગલિક મનુષ્યોની પ્રાકૃતિક અવસ્થાનું દૃશ્ય હોવાનું કહે છે.

કેટલાક આ મંદિરને 'સલાટોંકા મંદિર' પણ કહે છે એટલે કે ધરણવિહારમાં જે સલાટો કામ કરતા હતા તેમણે મળીને શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું છે એમ કહે છે. જ્યારે કેટલાક ધરણાશાહના કોઈ મિત્રે આ મંદિર બંધાવ્યું એમ કહે છે.

"કેટલીક ઘટનાઓનો સમયનિર્દેશ" નામના એક પ્રાચીન હસ્તલિખિત પત્રમાં ઉલ્લેખ છે કે—

**"तिणरै पाखतीं देवल १ सोमल पोरवाड करायो। तिणमैं नागी पुतली छै।"**[1]

આ હકીકતથી જણાય છે કે, સોમલ નામના પોરવાડે આ મંદિર બંધાવ્યું, જો કે આમાં સમયનિર્દેશ કર્યો નથી, પરંતુ મંદિરના સ્થાપત્ય ઉપરથી જણાય છે કે ધરણવિહાર બંધાયો તેની આસપાસના સમયમાં આ મંદિર બંધાયું હોવું જોઈએ.

મંદિરના મંડપના થાંભલાઓમાં અને પાછળના ભાગમાં મોટી ફાટો પડેલી છે. તેથી તેનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર છે.

---

૧. "જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૭, અંક ૫, પૃષ્ઠ ૩૨૧

## ત્રીજું મંદિરઃ

ધરણવિહારની બરાબર સામે જ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી સુંદર મંદિર આવેલું છે. આ મંદિર ઉત્તરાભિમુખ છે. મૂળગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા રા ફીટ ઊંચી છે. મંદિરમાં કુલ ૩૩ પાષાણની મૂર્તિઓ છે. વળી, મંદિરમાં એક ભોંયરું છે, જેમાં કુલ ૬૫ મૂર્તિઓ વિદ્યમાન છે. સં. ૧૫૦૧માં શ્રીજિનસાગરસૂરિએ કેટલીક પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરેલી હોવાનું તેના શિલાલેખોથી જણાય છે.

શિખરમાં ઘણી કોરણી કરેલી છે, દેવદેવીઓ, કાઉસગ્ગિયા, અંબાજીની મૂર્તિ વગેરે સ્વરૂપો દર્શાવ્યાં છે; કેટલાક શ્રાવક-શ્રાવિકાઓને હાથ જોડીને તો કેટલાકને ધૂપદાન કે પુષ્પમાલા સાથે ઊભેલા બતાવ્યા છે.

કહે છે કે, આ મંદિર ધરણાશેઠના મુનિમે બંધાવ્યું છે. શિલ્પકલાની દૃષ્ટિએ આ મંદિર પણ ઉપર્યુક્ત મંદિરોના સમયનું અને કળામય છે.

મંદિર પાસે બગીચો, અરટ-વાવડી છે, જે કારખાનાને તાબે છે. મંદિરને બે તરફ કોટ બાંધેલો છે.

## પ્રાચીન વર્ણનોઃ

સં. ૧૪૯૯માં શ્રીમેહ નામના કવિએ તત્કાલીન રચેલા સ્તવનમાં જણાવ્યું છે કે-"ધરણા શેઠ એક જ મુહૂર્તમાં એક સામટાં ચાર કામ આદર્યાં હતાં. પહેલું દેવળનું મંડાણ, બીજું સત્રશાળા, ત્રીજું દેવળની પાસે સુંદર પૌષધશાળા અને ચોથું પોતાના વાસગૃહનું મુહૂર્ત કર્યું હતું."[1]

---

૧. પરિશિષ્ટ પહેલું. કડી ૨૪; અને "ગુરુગુણરત્નાકર કાવ્ય" પૃષ્ઠ: ૧૧, શ્લોક: ૬૧.

શ્રીસોમસુંદરસૂરિના શિષ્ય શ્રીપ્રતિષ્ઠાસોમે સં. ૧૫૨૪માં રચેલા સોમસૌભાગ્યકાવ્યમાં[1] મંદિરની રચના અને પૌષધશાળાનું ટૂંકડું વર્ણન કરતાં કહ્યું છે કે—

"એક દિવસે (સં. ૧૪૪૬ માં) સૂરિ(સોમસુંદરસૂરિ)એ વ્યાખ્યાનમાં જિનપ્રતિમા અને જિનમંદિર કરાવવાથી થતા પુણ્યફળનું વર્ણન કર્યું. એ ઉપદેશે ધરણા શેઠના હૃદયમાં સુંદર અસર નિપજાવી અને કૈલાસગિરિસમું ઉન્નત અને મનોહર મંદિર બંધાવવાનો તેમણે નિર્ણય કર્યો. એ મુજબ શ્રેષ્ઠ શિલ્પીઓને બોલાવી સિદ્ધપુરના 'રાજવિહાર' જેવું અનુપમ મંદિર બાંધવાનો આદેશ કર્યો.

"શિલ્પીઓએ પ્રથમ ઘડેલા પત્થરોને બંધબેસતી રીતે જડીને પીઠબંધ બાંધ્યો. તેના ઉપર ચારે બાજુ અનુક્રમે મધ્યમાં અનેક પ્રકારના ઊંચા મંડપો બનાવ્યા. અનેક પ્રકારની પૂતળીઓ અને સુંદર નકશીથી સુશોભિત થયેલા મંદિરને જોઈ લોકોનાં ચિત્ત આશ્ચર્યમગ્ન બની ગયાં. એ મૂળ મંદિરની ચારે બાજુએ ચાર ઉજ્જ્વળ ભદ્રપ્રાસાદો બનાવ્યા. આમ નંદીશ્વર તીર્થના અવતારસમું અને ત્રણે લોકમાં દેદીપ્યમાન લાગતું હોવાથી તેનું નામ "ત્રૈલોક્યદીપક" રાખવામાં આવ્યું. પછી તેમાં સૂર્યબિંબ સમાન તેજસ્વી આદિનાથ ભગવાનનાં ચાર બિંબોની પ્રતિષ્ઠા શ્રીસોમસુંદરસૂરિના હાથે કરાવી.

"સંઘપતિ ધરણાના આગ્રહથી શ્રીસોમસુંદરસૂરિ રાણકપુર નગરમાં જ્યારે પધાર્યા ત્યારે તેઓ ધરણા શેઠે બનાવેલી વિશાળ પૌષધશાળામાં ઊતર્યા. આ પૌષધશાળામાં ઉત્તમ પ્રકારના

---

૧. સર્ગ ૯, શ્લોકઃ ૪૭ થી ૫૪.

કાષ્ઠના ૮૪ સ્તંભો હતા અને વ્યાખ્યાનશાળા, ચોક તેમજ અનેક ઓરડાઓ હતા.[૧]

શ્રીમેહ કવિ ઉપર્યુક્ત મંદિરના વર્ણનમાં ઉમેરો કરતાં કહે છે કે, [૨] "ચતુર્મુખપ્રાસાદ ઉપર બાવન કર્મસ્થાય-કારીગરોનાં પૂતળાં મૂકવામાં આવ્યાં છે. તેમાં હંમેશાં ભૂંગલ-ભેરી આદિ વાજિંત્રો તાલબદ્ધ વાગતાં હોય એમ જણાય છે. ચારે દરવાજે ચાર બિંબો પધરાવેલાં છે.

"પશ્ચિમ દિશાના દરવાજે અત્યંત સુંદર મંડપ છે. ત્યાં હમેશાં નાટક-ઓચ્છવ થયા કરે છે. ઉત્તર દિશાના દ્વારે શ્રીસંઘ અને ભોજક-ભાટ બેસીને કલરવ-કોલાહલ કર્યા કરે છે. પૂર્વ દિશાના દ્વારે સામે રહેલા ઊંચા વિંધ્યગિરિની ભીંત છે તે તરફ લોકોનો વાસ છે. તેથી પ્રભાતે ઊઠીને તેઓ આદિનાથને પ્રણામ કરીને પૂજા-સેવા કરે છે. દક્ષિણ દિશાનું દ્વાર અત્યંત વિશાળ છે અને તે તરફ પૌષધશાળા છે, ત્યાં ગુણભંડાર ગુરુવરો સિદ્ધાંતોનું અધ્યયન કરે છે, જેમાં તપાગચ્છાધિરાજ શ્રીસોમસુંદરસૂરિ વિરાજે છે.

"શત્રુંજય અને ગિરનારની જેમ વિંધ્યાચળની તળેટીમાં વસેલા રાણકપુરના ધરણવિહારને જોઈને મનુષ્યે જન્મ સફળ કરવો જોઈએ. ચૌમુખ ઉપર ૪ શિખર અને ત્રણ ભૂમિકાનાં મળીને ૧૨ શિખરોવાળા સ્થાનમાં મૂળનાયકો બિરાજે છે. ત્રણ ભુવનને પ્રકાશતા અને ત્રણે ભુવનના (જ્ઞાન) દાતા હોવાથી તેનું નામ "ત્રિભુવનવિહાર" પડ્યું છે. તેના

---

૧. 'સોમસૌભાગ્ય કાવ્ય' સર્ગઃ ૯, શ્લોક ૪૨, ૪૩
૨. પરિશિષ્ટ પહેલું, કડીઃ ૧૪ થી ૨૩

ઝળહળ તેજોમય સુવર્ણના દંડ–કળશ જોતાં તો તે ત્રણે ભુવનને મોહ પમાડે તેવાં છે.

"દેવચ્છંદો, સાત મંદિરમાં ચાર જિનેશ્વરો, વીશ વિરહમાન અને ચોવીશ જિનનાં બાવન મળીને ૭૨ જિનાલયો ત્યાં છે. એને ફરતાં ચારે બાજુએ જિનબિંબોનો પાર નથી." કવિ ઉત્પ્રેક્ષા કરતાં કહે છે કે, "જાણે નંદીશ્વરનો અવતાર જ ધરણવિહારરૂપે થયો ન હોય!

"વિવિધ પ્રકારની અપાર પૂતળીઓ અને ઝીણા કોતરકામથી આ મંદિર આબુના બીજા અવતારસમું લાગે છે. તોરણો અને થાંભલા તો એટલા બધા છે કે તે ગણી શકાય તેમ નથી."

કવિ પ્રશંસાની પરાકાષ્ટાએ પહોંચી કહી દે છે કે, "આનું વર્ણન મારા જેવા એક જીભે તો ન જ કરી શકે."[1]

સત્રશાળા (દાનશાળા) વિશે આ જ કવિ કહે છે કે,[2] "સં. ૧૪૯૫ માં દુષ્કાળ પડ્યો. તેમાં લોકોને રાહત આપવા ધરણાશાહના ભત્રીજાએ કહ્યું: 'કાકા! આપણા ઘેર લક્ષ્મીની લીલાલહેર છે. માટે જગડૂશાહની જેવું કંઈક કરો. જો કે જગડૂશાહ તો રાજા–મહારાજાઓનો પણ આધાર બન્યો હતો, જ્યારે આપણા પર તો માત્ર લોકનો જ આધાર છે.' આથી તેમણે સત્રશાળા ખુલ્લી મૂકી."

શ્રીમેહ કવિએ સં. ૧૪૯૯ માં પ્રત્યક્ષ જોયેલાં સાત મંદિરો ગણાવ્યાં છે તે આ પ્રકારે હતાં:[3]

---

૧. પરિશિષ્ટ પહેલું: કડી: ૩૫ થી ૪૪

૨. એજન. કડી ૧૩

૩. એજન. ૨૭ થી ૩૪

(૧) ચૌમુખજિનનો ધરણવિહાર.

(૨) ખરતરવસહીમાં શ્યામવર્ણના સાત ફણાવાળા ધરણેન્દ્ર સહિત શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર.

(૩) ખરતરવસહીની પાસે ચૌટામાં નાડલાઈના દેરાસર જેવું શ્રીમલ્લસાહે બંધાવેલું ચૌમુખજિનનું મંદિર છે.

(૪) માદડી વાસમાંનું જિનમંદિર.

(૫) અંચલગચ્છનું દેરાસર.

(૬) મૂળનાયક શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું મંદિર.

(૭) મઝવાડામાં સાગર નામના વણિકે બંધાવેલું મંદિર.

ટૂંકમાં :— ૧ ચૌમુખજી શ્રીઆદિનાથ, ૨ શ્રીસુપાર્શ્વનાથ, ૩ શ્રીશાંતિનાથ, ૪ શ્રીનેમિનાથ, ૫–૬ શ્રીપાર્શ્વનાથ, અને ૭ આદિનાથ મદડીયમંડણ—એ પ્રકારે મૂળનાયકોવાળાં સાત મંદિરો છે.

સં. ૧૭૫૫ માં તીર્થયાત્રા કરીને શ્રી જ્ઞાનવિમલસૂરિએ રચેલી તીર્થમાલામાં કહ્યું છે કે–[1] "અહીં પાંચ મંદિરો છે. તેમાં શ્રીધરણવિહાર ચૌમુખજીનું મંદિર મુખ્ય છે. તેના જેવી માંડણી બીજે ક્યાંઈ નથી. આ મંદિર ત્રણે ભુવનમાં તિલકસમું છે. એમાં મોટા મોટા મંડપો, ઉત્તુંગ સ્તંભો, અનેક પ્રકારની કોરણી, સહસ્રકૂટ અને મેરુ વગેરે તીર્થોના અવતારો છે. ભોંયરાઓમાં અનેક બિંબો છે. મંગળ ચૈત્ય અને બધી બાજુએ દેરીઓ છે."

૧. 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ' પૃષ્ઠ: ૧૩૬, કડી ૪૪, ૪૫.

અઢારમી સદીના યાત્રી પં. મહિમા વિરચિત તીર્થમાલા માં પણ અહીં પાંચ મંદિરો હોવાનું જણાવ્યું છે.[1]

આથી લાગે છે કે પંદરમીથી અઢારમી સદીના ગાળામાં બે મંદિરો તો નાશ પામી ચૂક્યાં હતાં અને આજે ત્રણ મંદિરો જ બચી રહ્યાં છે તેથી અઢારમી સદી પછી કોઈ કાળે બે મંદિરો પણ ભૂશાયી બન્યાં હશે; જેનો આજે પત્તોયે નથી.

ઉપર્યુક્ત શ્રીજ્ઞાનવિમલસૂરિએ 'રાણકપુર તીર્થસ્તવન' રચ્યું છે તેમાં આ ધરણવિહાર સંબંધી સુંદર વર્ણન કર્યું છે. તેઓ કહે છે:—

"નલિનીગુલ્મ વિમાનની માંડણીવાળું આ મંદિર બહુ ઊંચું છે. મેવાડના રાણકપુરમાં પોરવાડ ધન્નાશાહ અને તેમની પત્ની ધાન(ર)દેએ આ મંદિર બંધાવી નામ રાખ્યું. ધારણશેઠે અઠ્ઠમ અને પૌષધ તપ કરવાથી સૌધર્મ દેવલોકના દેવે આવીને વર માગવા કહ્યું. આથી તેમણે દેરું બંધાવવાની ઈચ્છા દર્શાવી. દેવતાએ તેમને દેવવિમાન જેવો પટ આલેખીને આપ્યો અને દેપા નામનો સલાટ તેમજ પથ્થરની ખાણ પણ બતાવી.

"સં. ૧૪૯૫માં ધરણાશાહે ઋષભદેવ પ્રાસાદ બંધાવ્યો. તેમાં પાંચ મેરુ, ચારે તરફ મોટો ગઢ, બ્રહ્માંડના જેવી બાંધણી, ૮૪ દેરીઓ, ચારે તરફ ચાર પોળ, ૧૪૨૪ થાંભલા, એકેક દિશામાં બત્રીશ–બત્રીશ તોરણો, ચારે દિશાએ ચાર રંગમંડપો, સહસ્રકૂટ, અષ્ટાપદ, નવ ભોંયરામાં અનેક જિનબિંબ, રાયણની નીચે પાદુકા, અદ્‌બદ મૂર્તિ વગેરે યુક્ત ત્રણ માળનું આ દેરાસર છે.

“ સં. ૧૪૯૭ના વૈશાખ સુદિ ૭ ને દિવસે તપાગચ્છાચાર્ય શ્રીસોમસુંદરસૂરિએ એની પ્રતિષ્ઠા કરી. એમાં મૂળનાયક ચૌમુખજી શ્રીઋષભદેવ ભગવાન પરિકર સહિત છે ત્રણ ભૂમિકાઓ છે. એ સમયે ૩૪૦૦૦ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. ધરણવિહાર સિવાય બીજાં ચાર મંદિરો પાસે પાસે છે. ”[૧]

ધરણવિહારમાં પશ્ચિમ તરફના મૂળનાયકની સામેની જમણી તરફની ભીંતમાં એક મોટો શિલાલેખ છે.[૨] તે ઉપર્યુક્ત હકીકતનું સમર્થન કરે છે. એ શિલાલેખમાં ગુહિલવંશી રાજાઓની ૪૧ પેઢીઓનાં નામો પણ આપ્યાં છે. તેમાં જણાવ્યું છે કે—

“ યુગાદીશ્વર ચતુર્મુખ જિનને નમસ્કાર થાઓ. સં. ૧૪૯૬માં મેદપાટ( મેવાડ દેશ )ના મહારાજાધિરાજ ૧ શ્રીબપ્પ, ૨ શ્રીગુહિલ, ૩ ભોજ, ૪ શીલ, ૫ કાલભોજ, ૬ ભર્તૃભટ, ૭ સિંહ, ૮ મહાયક, ૯ શ્રીખુમાણ (પુત્ર અને સ્ત્રી સાથે સુવર્ણથી તોલ કરાવનાર), ૧૦ અલ્લટ, ૧૧ નરવાહન, ૧૨ શક્તિકુમાર, ૧૩ શુચિવર્મા, ૧૪ કીર્તિવર્મા, ૧૫ યોગરાજ, ૧૬ વરટ, ૧૭ વંશપાલ, ૧૮ વૈરસિંહ, ૧૯ વીરસિંહ, ૨૦ શ્રીઅરિસિંહ, ૨૧ ચોડસિંહ, ૨૨ વિક્રમસિંહ, ૨૩ રણસિંહ, ૨૪ ખેમસિંહ, ૨૫ સામંતસિંહ, ૨૬ કુમારસિંહ, ૨૭ મથનસિંહ, ૨૮ પદ્મસિંહ, ૨૯ જૈત્રસિંહ, ૩૦ તેજસ્વીસિંહ, ૩૧ સમરસિંહ, ૩૨ શ્રીભુવનસિંહ, (બપ્પનો વંશજ અને કીતૂક ચૌહાણને જીતનાર), ૩૩ શ્રીજયસિંહ, ૩૪ લક્ષ્મીસિંહ (માલવપતિ, ગોગાસિંહને જીતનાર), ૩૫ પુત્ર અજયસિંહ,

૧. જુઓ : પરિશિષ્ટ પહેલું : સ્તવન : ૩.

૨. પરિશિષ્ટ બીજું : લેખાંક : ૧.

૩૬ ભ્રાતૃ શ્રીઅરિસિંહ, ૩૭ શ્રીહમ્મીર, ૩૮ શ્રીખેતસિંહ, ૩૯ રાજા શ્રીલક્ષ, ૪૦ સુવર્ણતુલાદિ દાનપુણ્ય, પરોપકારાદિ ગુણરૂપ કલ્પવૃક્ષને આશ્રય આપનાર નંદનવન સમાન રાજા મોકલ, ૪૧ તેના કુલકાનનમાં સિંહ સમાન રાણા શ્રીકુંભકર્ણ થયા.

"રાણા કુંભકર્ણે સારંગપુર, નાગપુર, ગાગરણ, નરાણક, અજયમેરુ, મંડોર, મંડલકર, બૂંદી, ખાટુ, ચાટસૂ, જાન અને બીજા અનેક મજબૂત કિલ્લાઓને લીલા માત્રમાં જીતી લઈ પરાક્રમ બતાવ્યું હતું. આ (રાજા) સિંહની સમાન પોતાના ભુજાબળથી ઉન્નત હતો અને તેણે ગરુડની સમાન બનીને સર્પ-જેવા મ્લેચ્છ રાજાઓનો નાશ કરી અનેક શુભ લક્ષણવાળા હાથીઓનો સંગ્રહ કર્યો હતો. અનેક અભિમાની અને શૌર્ય-શાલી રાજાઓની મસ્તકાવલી તેના ચરણકમલમાં વંદન કરતી હતી. આ (રાજા) રાજાઓની દુશ્સનાવટને પોતાના હસ્તદંડથી તોડવામાં મહાસમર્થ અને રાજ્યશ્રી—લક્ષ્મીદેવીની સાથે ગોવિંદની માફક અસ્ખલિત લીલાવિલાસ કરતો હતો. એનો પ્રભાવ—તેજ દુર્નીતિરૂપી ઝાડીને બાળવામાં અગ્નિ સરખું કામ દેતો હતો. તેના આવવાથી પશુઓનાં ટોળાં સમાન શત્રુ રાજાઓ નાસી જતા હતા. ગુજરાત અને દિલ્હીના બાદશાહોએ એને રાજછત્ર અને 'હિંદુ સુલતાન' ની પદવી આપી હતી. આ (રાજા) સુવર્ણછત્રનો આગાર, છ દર્શનીઓનો આધાર અને ચતુરંગ રાજલક્ષ્મીરૂપી નદીનો સાગર હતો. આ (રાજા) કીર્તિ, ધર્મ, પ્રજાપાલન અને સત્ત્વાદિ ગુણોથી શ્રીરામ અને યુધિષ્ઠિર આદિ રાજાઓનું અનુકરણ કરતો હતો.

રાજ્યમાં પોરવાડ જ્ઞાતિમાં મુકુટ સમાન સંઘપતિ સાંગણનો પુત્ર સં. કુંરપાલ, તેની ભાર્યા કામલદે, તેમના પુત્ર સં. ધરણાક, જે રાણા કુંભકર્ણનો પ્રીતિપાત્ર, ચુસ્ત જૈનધર્મી, અને શરીર પર વિનય, વિવેક, ધૈર્ય, ઔદાર્ય, શુભ કર્મ, નિર્મલ શીલ આદિ અદ્ભુત ગુણરૂપ અલંકારોને ધારણ કરતો હતો. મહમ્મદ સુલતાનનું ફરમાન પ્રાપ્ત કરનાર સંઘવી ગુણરાજની સાથે જેણે અનેક દેવાલયોથી સુશોભિત શત્રુંજયાદિ મહાતીર્થોની યાત્રા કરી હતી અને અજારી, પીંડવાડા, સાલેર આદિ ગામોમાં નવીન જિનમંદિરો બંધાવ્યાં હતાં, જીર્ણ મંદિરોના ઉદ્ધાર કરાવ્યાં હતા અને પદવી–સ્થાપનાઓ કરાવી હતી. વળી, દુષ્કાળપીડિત લોકોને માટે અન્નક્ષેત્ર ખુલ્લાં મૂક્યાં હતાં અને જૈનસંઘોનો મહાસત્કાર કર્યો હતો. આ પ્રકારે અનેક સદ્ગુણરૂપી બહુમૂલ્ય વસ્તુઓથી ભરેલું ધરણાકનું જીવનરૂપ વાહન સંસારસમુદ્રને તરી જવા શક્તિમાન બન્યું હતું.

"શ્રીધરણાકે પોતાની પત્ની ધારલદેવી, તેના પુત્રો સંઘવી જાજ્ઞા અને સં. જાવડ તથા પોતાના મોટાભાઈ રત્ના, તેમની પત્ની રત્નાદે અને તેમના પુત્રો—લાખા, ગજા, સોના અને સાલિગ આદિ કુટુંબના નામથી સ્થાપેલા રાણકપુરમાં કુંભકર્ણના આદેશથી ત્રૈલોક્યદીપક નામનું યુગાદીશ્વર (ઋષભદેવ)નું ચૌમુખ મંદિર બંધાવ્યું અને તેની બૃહત્તપાગચ્છીય શ્રીજગતચંદ્રસૂરિ—શ્રીદેવેન્દ્રસૂરિના સંતાનીય શ્રીદેવસુંદરસૂરિની પાટે સૂર્યસમા સુવિહિત પુરંદર ગચ્છાધિરાજ શ્રીસોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી. આ ચતુર્મુખ દેવાલય સૂત્રધાર દેપાકે બનાવ્યું, તે ચંદ્ર–સૂર્યની સ્થિતિ પર્યંત કાયમ રહો."

એક બીજા શિલાલેખથી જણાય છે કે-"સં. ૧૬૯૭ માં અમદાવાદની પાસે આવેલા ઉસમાનપુરાના રહેવાસી પોરવાડ-જ્ઞાતીય શા. ખેતા અને નાયકે, જેમને અકબર બાદશાહે જગદ્ગુરુનું બિરુદ આપ્યું છે એવા શ્રીહીરવિજયસૂરિના ઉપદેશથી રાણકપુર નગરમાં સં. ધરણાએ બંધાવેલા ચતુર્મુખ-વિહારમાંના પૂર્વદિશાના દરવાજાના સમારકામ માટે ૪૮ સોનામહોરો આપી તથા તે જ દરવાજા પાસે 'મેઘનાદ' નામનો એક મંડપ કરાવ્યો.' ૧

બાકીના કેટલાક લેખોમાં અમુક સાલમાં, અમુક ગામના અમુક શ્રાવકોએ દેવકુલિકા આદિ કરાવ્યાની હકીકતો સાંપડે છે.

શ્રીમેહ કવિનું સ્તવન, શ્રીજ્ઞાનવિમલસૂરિ આદિનાં સ્તવનો અને સં. ૧૪૯૬ નો મોટો મૂળ શિલાલેખ તેમજ બીજા શિલાલેખો અમે પરિશિષ્ટમાં આપ્યા છે.

### દાણ અને માફી:

ધરણવિહારના દરવાજાની બહાર ડાબા પડખે બે શિલાલેખો છે. પહેલા શિલાલેખનો ભાવાર્થ આ પ્રકારે છે—

" સં. ૧૫૦૭ના ચૈત્ર વદિ ૧૩ થી વૈશાખ સુદિ ૨ના દિવસોમાં રાણકપુરમાં જે મેળો ભરાય તેમાં એક ગાડા દીઠ ૪ પૈસા અને પોઠિયા દીઠ ૧ પૈસો કર લેવાનું નક્કી થયું છે, તે કાયદાને જે તોડે તેને સોગન છે. "—આવો ઉલ્લેખ છે. બીજા લેખનો ભાવાર્થ આ પ્રકારે છે:—

"સંવત ૧૬૯૩ના આસો સુદિ ૩ના દિવસથી મહારાણા

---

૧. પરિશિષ્ટ બીજું : લેખાંક : નં. ૨.

જગતસિંહજીના રાજકાળમાં યાત્રાનિમિત્તે અહીં કર નહિ લેવાય એવું રામસિંહે વચન આપ્યું”—એવો ઉલ્લેખ છે.

### બીજાં નવાં મકાનો:

મુખ્ય દેવાલયની જમણી બાજુએ આવેલી વિશાળ ધર્મશાળા શેઠ હેમાભાઈ હઠીસિંહે બંધાવી છે. તેની પાસેની નવી ધર્મશાળા સાદડીવાળા શેઠ ન્યાલચંદ નથમલજીએ બંધાવી છે. ભોજનશાળાનું મકાન સાદડીવાળા શેઠ પન્નાલાલ પૂનમચંદે બંધાવ્યું છે જ્યારે રસોડું સાદડીવાળા શેઠ નવલાજી દીપાજીએ કરાવ્યું છે. નગારખાનું અમદાવાદવાળા શ્રેષ્ઠીએ બંધાવ્યું છે. સાદડીવાળા શેઠ કાલુરામ સરદારમલ અને શેઠ હરખચંદ સરદારમલજીએ મળીને નવો ઉપાશ્રય બંધાવ્યો છે.

### વાર્ષિક મેળા:

આસો સુદિ ૧૩ અને ફાગણ વદિ ૧૦ (મારવાડી—ચૈત્ર વદિ ૧૦) એમ બે મેળાઓ અહીં ભરાય છે. ફાગણનો મેળો મોટી સંખ્યામાં મળે છે. મેળામાં હજારો યાત્રાળુઓ એકઠા થાય છે. મેળાના દિવસોમાં સાદડીથી રાણકપુર સુધીમાં આસપાસના જાગીરદારો પોતપોતાના માણસો સાથે અઢાર સ્થળોમાં ચોકી પર બેસે છે. આશરે પાંચસો માણસો યાત્રીઓની રક્ષા કરે છે.

ચૈત્ર વદિ ૧૦ના રોજ મૂળનાયક ઉપર ધરણા શાહના વંશજોમાંથી કોઈ પણ ધજા ચડાવે છે. બાકીની ધજાઓ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી ચડાવવામાં આવે છે.

કહેવાય છે કે, ધરણા શાહ અને રતના શાહનું કુટુંબ પાલગઢથી સાદડીમાં આવીને વસ્યું અને તે પછી તેઓ ઘાણેરાવ-

રહેવા લાગ્યા. ધરણાના પરિવારમાં કોઈ નહોતું. સંભવ છે કે શિલાલેખમાં જણાવેલા પુત્રો ધરણાની હયાતીમાં જ પરલોકવાસી થયા હોય. જ્યારે રતનાના પરિવારના વંશજો આજે પણ છે. તેઓમાંથી પોતાનો ધજા ચડાવવાનો હક આજ સુધી જાળવી રાખે છે.

### વ્યવસ્થાઃ

એમ કહેવાય છે કે, મુખ્ય મંદિર બંધાયા પછી લગભગ બસોએક વર્ષે રાણકપુર તૂટ્યું. તે પછી સાદડીના શ્રીસંઘે આની વ્યવસ્થા સંભાળી પરંતુ હિંસક પ્રાણીઓ અને લૂંટારુઓનો ત્રાસ દિવસે દિવસે વધવા માંડયો. એકલ-દોકલને ત્યાં જવું અશક્ય બન્યું તે સમયમાં જ અમદાવાદના શેઠ હેમાભાઈ હઠીસિંહ સંઘ લઈને ત્યાં આવ્યા અને આ જુલમની કથા સાંભળી ત્યારે તેમણે આઠ આરબોને રોકીને રક્ષા-વ્યવસ્થા કરી. ભોંયરામાંથી નવી પ્રતિમાઓ કઢાવી, ધર્મશાળાનો કોટ કરાવવો શરૂ કર્યો અને સાદડીથી રાણકપુર સુધી ચોકીઓ બેસાડવાનો પાકો બંદોબસ્ત કર્યો.

આજે અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી સાદડીમાં કાર્યાલય રાખીને તીર્થનો પ્રબંધ કરે છે. આ વ્યવસ્થાથી ભય ઓછો થયો છે. જીર્ણોદ્ધારનું કામ પણ ચાલુ થયું છે.



# ૨. ઘાણેરાવ—મૂછાળા મહાવીર

**: ઘાણેરાવ :**

મૂછાળા મહાવીરના તીર્થે જતાં ઘાણેરાવ ગામ થઈ ને-જવાય છે. તેથી અહીંનાં મંદિરોનાં દર્શનનો પ્રાસંગિક લાભ-લેનારા માટે તેની વિગત જાણવાનું ઉપયોગી થઈ પડશે.

રાણી સ્ટેશનથી ૧૫ માઈલ દૂર આડાવલા (અરવલી)ના-પશ્ચિમી ઢાળ ઉપર આ ઘાણેરાવ કસબો વસેલો છે અને તે જોધપુર રાજ્યમાં આવેલો છે.

અહીં ઓશવાલ શ્રાવકોનાં ૩૫૦ અને પોરવાડ શ્રાવકોનાં ૫૦ ઘરો છે. મૂર્તિપૂજક જૈનોની લગભગ ૧૨૦૦ માણસોની વસ્તી છે. ૫ ઉપાશ્રયો, ૪ ધર્મશાળા અને ૧ જૈન વિદ્યાલય છે.

ગામમાં ૧૧ જૈન મંદિરો દર્શનીય છે. તેમાં ૫ મંદિરો-શિખરબંધી અને બાકીનાં ઘૂમટબંધી કે ધાબાબંધી છે.

૧. નવી પાટીમાં શ્રીકુંથુનાથ ભગવાનું શિખરબંધી મંદિર રાઠોડ અમીચંદ નાથાભાઈએ સં૦ ૧૮૭૨માં બંધાવ્યું છે. એ સંબંધી લેખ મંદિરમાં મોજુદ છે. મંદિરમાં પાષાણની ૧૨ મૂર્તિઓ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી આનો-વહીવટ કરે છે.

૨. વાવડીચોકમાં શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર હીંગડ સુતરદાસે સં૦ ૧૮૦૦ લગભગમાં બંધાવ્યું છે. એ સંબંધી એમાં લેખ છે. આમાં પાષાણની ૧૯ અને ધાતુની ૨ મૂર્તિઓ છે. આનો વહીવટ શ્રીસંઘ કરે છે.

૩. હીંગડોના વાસમાં શ્રીગોડી પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર લોઢા બિહારીદાસ રૂપચંદે સં૦ ૧૮૧૪માં બંધાવ્યું છે. એ સંબંધી એમાં લેખ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી વહીવટ કરે છે.

૪. વાંસાના વાસમાં શ્રીઅભિનંદનસ્વામીનું શિખરબંધી મંદિર રાઠોડ લાલચંદ હરચંદે સં૦ ૧૮૩૬માં બંધાવ્યું છે. એ સંબંધી એમાં લેખ છે. તેમાં પાષાણની ૧૦ અને ધાતુની ૫ મૂર્તિઓ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી વહીવટ કરે છે.

૫. પોરવાડોના વાસમાં શ્રીશાંતિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર સં૦ ૧૯૬૨માં શ્રીસંઘે બંધાવ્યું છે, એ સંબંધી તેમાં લેખ છે. આમાં પાષાણની ૭ અને ધાતુની ૪ મૂર્તિઓ છે. એનો વહીવટ શ્રીસંઘ કરે છે.

૬. બજારમાં કોટવાલીની પાસે શ્રીધર્મનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે બંધાવ્યું છે. આમાં પાષાણની ૮ અને ધાતુની ૧ મૂર્તિ છે શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી આનો વહીવટ કરે છે.

૭. બજારમાં ગઢની પાછળ શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં૦ ૧૫૦૦માં શ્રીસંઘે બંધાવ્યું છે, પરંતુ મંદિરનું સ્થાપત્ય બારમા સૈકાનું લાગે છે. એમાં પાષાણની

૪૪ અને ધાતુની ૧૧ મૂર્તિઓ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી એનો વહીવટ કરે છે.

૮. રાજાવતાના વાસમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર સં. ૧૯૬૩માં શ્રીસંઘે બંધાવ્યું છે. આમાં પાષાણની ૮ અને ધાતુની ૯ મૂર્તિઓ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી વહીવટ કરે છે.

૯ ગુરાંસાના ઉપાશ્રયમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર શ્રીસંઘે બંધાવ્યું છે. તેમાં પાષાણની ૪ મૂર્તિઓ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી વહીવટ કરે છે.

૧૦. તપાગચ્છના ઉપાશ્રયમાં શ્રીદાદા પાર્શ્વનાથ ભગવાનનું મંદિર સં. ૧૯૮૧માં શ્રીસંઘે બંધાવ્યું છે. એમાં પાષાણની ૩ અને ધાતુની ૩ મૂર્તિઓ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી વહીવટ કરે છે

૧૧. સાલરિયાપોળમાં શ્રીઆદિનાથ ભગવાનનું ધાબાબંધી મંદિર શ્રીચંદનમલજી વજેચંદજીએ બંધાવ્યું છે. આમાં પાષાણની ૬ અને ધાતુની ૧ મૂર્તિ છે. શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢી વહીવટ કરે છે.

### મૂછાળા મહાવીર :

ઘાણેરાવથી ૩ માઈલ દૂર દક્ષિણ-પૂર્વ દિશામાં શુષ્ક નદી કિનારાથી દૂર ગીચ ઝાડી અને નાની નાની પહાડીઓની એકાંત ખીણમાં આવેલા ચોગાનમાં શ્રીમહાવીર ભગવાનનું ચોવીશ જિનાલયવાળું પ્રાચીન ભવ્ય મંદિર ઊભું છે. 'જંગલમાં મંગલ'ની કહેવતને ચરિતાર્થ કરતું હોય એમ કુદરતના

ખોળે માનવી બુદ્ધિનું અર્પણ કેવું ઉદાત્ત અને એકાકાર બની શકે છે તેનો આ નમૂનો છે.

દેવળ ઉત્તર દ્વારનું છે. દરવાજાની બંને બાજુએ સેંકડો માણસો બેસી શકે એવા વિશાળ ઓટલા બાંધેલા છે, બંને બાજુની દીવાલમાં પથ્થરના મોટા હાથીઓ બનાવેલા છે. દેવળમાં બે મંડપો છે; જેમાંનો બીજો મંડપ સ્તંભો ઉપર ઊભો હોઈ ખુલ્લો છે. દેવળને બે રીતે પ્રદક્ષિણા કરાય છે. એક દેવળના અંદરથી અને બીજી દેવળના બહારથી. આખું દેવળ શ્વેત પ્લાસ્તરથી આરસપાષાણ જેવું ઉજ્જવળ અને ચકચકિત દેખાય છે.

મંદિરનો રંગમંડપ વિશાળ છે. ભમતી પણ છે. ભમતીના ગવાક્ષોમાં ગોઠવેલી પથ્થરની વિવિધ કોરણીની જાળીઓ અને વિવિધ દેવ–દેવીઓ તેમજ નર્તિકાઓના અંગ-પ્રત્યંગમાં પૂરેલા રંગો મનોહર લાગે છે. દેવળમાં ચારે દિશાએ દેરીઓ સળંગ નથી પણ છૂટી છૂટી છે. તેમાં પગલાં વગેરે સ્થાપન કરેલાં છે.

ભમતીમાં બંને ખૂણાની એક દેવકુલિકામાં શ્રીમહાવીર પ્રભુની શ્વેતવર્ણી પ્રતિમા ૪॥ ફીટ ઊંચી છે, તેના ઉપર સં૦ ૧૯૦૩નો લેખ છે. બીજી તરફની દેવકુલિકામાં શ્રીમુનિસુવ્રત-સ્વામી ભગવાનની ૧॥ હાથ ઊંચી મૂર્તિ છે, જે છે. સં૦ ૧૮૯૩માં પ્રતિષ્ઠિત છે.

મંદિરમાં કુલ પાષાણની બાવન અને ધાતુની ૧ મૂર્તિ છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાનની ઊંચી પરિકર સહિત શ્વેત મૂર્તિ બિરાજમાન છે. આ પ્રતિમા ખંડિત થયેલાં હોવાથી તેના પર લેપ કરાવેલો છે. આ ખંડિત

મૂર્તિને સ્થાને બીજી મૂર્તિ સ્થાપન કરવાને લાવવામાં આવી પરંતુ મૂળ મૂર્તિ ગાદી ઉપરથી ઊઠાવી શકાઈ નહિ. આથી નવી મૂર્તિને બાજુની દેરીમાં પધરાવવામાં આવી. મૂળ મૂર્તિનો મહિમા દિવસે દિવસે વધવા માંડયો. આ મૂર્તિને લોકો 'મૂછાળા મહાવીર'ના નામે ઓળખે છે. આ નામ કેવી રીતે પ્રસિદ્ધિમાં આવ્યું એ વિશે એક આવી દંતકથા સંભળાય છે.

"એક વખત ઉદયપુરના મહારાણા પોતાના હજૂરિયાઓ સાથે ફરતા ફરતા અહીં આવી ચડયા, ત્યારે પૂજારીએ ભગવાનનું ન્હવણ વાટકીમાં લાવી મહારાણા આગળ ધર્યું. વાટકીમાં કાળો વાળ દેખાયો, આથી પાસે ઊભેલા હજૂરિયાએ પૂજારીને આવી બેદરકારી માટે ઠપકો આપવા મજાકમાં કહ્યું: 'પૂજારી! તમારા ભગવાનને પણ દાઢી–મૂછ ઊગતાં લાગે છે, નહિતર ન્હવણમાં વાળ ક્યાંથી આવે?' સાચા દિલના ભક્ત પૂજારીથી 'હા' કહેવાઈ ગઈ. મહારાણાએ આ સાંભળીને કુતૂહલભાવે કહ્યું: 'જો તારી હકીકત સાચી હોય તો તારા દાઢી–મૂછવાળા ભગવાન મને બતાવ.'

પૂજારીને ભગવાનના મહિમામાં શ્રદ્ધા હતી તેથી તેણે ભગવાન આગળ પ્રતિજ્ઞા કરી કે, 'જ્યારે ભગવાન દાઢી–મૂછ સાથે દર્શન આપશે ત્યારે જ હું અન્નજળ લઈશ.' પૂજારીએ ત્રણ દિવસ સુધી ભગવાનની ઉપાસના એકાગ્ર મનથી કરી અને અધિષ્ઠાયક દેવ પ્રસન્ન થતાં સૌના આશ્ચર્ય વચ્ચે મહારાણાની અભિલાષા પૂરી થઈ. આ અલૌકિક પ્રભાવ જોઈ સૌ થીજી જ ગયા પણ એક હજૂરિયાના મનમાં શંકા હતી કે આમાં પૂજારીની કંઈક બનાવટ લાગે છે. આથી તેણે પ્રતિમા

પાસે જઈ ને દાઢીનો વાળ ખેંચ્યો ને ખેંચતાંની સાથે દૂધની ધારા વછૂટી. મહારાણા તો આ જોઈ ને ધ્રુજી ઊઠ્યા. પ્રભુની આવી ઠેકડી પૂજારીથી સહન ન થતાં. તેણે શાપ આપ્યો કે, 'તારા કુળમાં હવે કોઈ દાઢી–મૂછવાળો નહિ જન્મે.' આજે પણ એ કુટુંબ 'ન મૂછિયાના' નામે પ્રસિદ્ધ છે."

આ વાત બીજી રીતે પણ દંતકથારૂપે પ્રચલિત છે. "પ્રાચીન કાળે ઘાણેરાવ ગામ દેવળની આસપાસ વસેલું હતું, જેનાં નિશાનો અત્યારે પણ જોવાય છે. ત્યાંથી એ ગામ અત્યારના સ્થળે વસ્યું છે. આ ફેરફારનું કારણ એવું હોવાનું કહેવાય છે કે, એક વેળા મંદિરનો પૂજારી રાજદરબાર તરફથી અપાતું દીવેલ લેવા દરબારમાં ગયો ત્યારે એ આપતાં વિલંબ થવાથી તેણે જલદી આપવા જણાવ્યું. દરબારે કહ્યું : 'તારા ભગવાન કંઈ મૂછોવાળા છે તે આટલી બધી ઉતાવળ કરે છે?'

આવા જવાબથી પૂજારીને માઠું લાગ્યું. તેણે રાણાને સવિનય જવાબ આપ્યો કે, 'વાપસી થે પધારી મૂછારા દરશન કરો' એ વાતની ખાતરી કરવા પણ તેમને વિનવ્યું.

અહીંના પૂજારીઓ સ્થાયી પગાર વિના વંશપરંપરાગત હોય છે અને પોતાની કુળમાન્યતાને અનુસરતાં જેમની પૂજા તેઓ કરે છે તેમના પ્રત્યે પણ તેમનો પૂજ્યભાવ અને શ્રદ્ધા અનેરી હોય છે.

બસ, પછી તો પૂજારીએ ભગવાનનું એકનિષ્ઠાથી ત્રણેક દિવસ ધ્યાન ધર્યું અને રાણાએ આવીને જોયું તો સાચે જ ભગવાન મૂછોવાળા દેખાયા.

રાણાએ નિશ્ચય કર્યો કે, એક જ જગાએ બે મૂછાળા

રહી ન શકે. આથી એ સ્થળથી દૂર નદી કિનારે કિલ્લો બંધાવી ગામ વસાવ્યું.

એ દિવસથી આ ભગવાન ' મૂછાળા મહાવીર 'ના નામથી પ્રસિદ્ધ થયા. મેળાને દિવસે અહીંના રાજા આવીને પ્રથમ પૂજા કરે એવો રિવાજ છે. "

આ દંતકથામાંથી એટલું ફલિત થાય છે કે, આ તીર્થ ઘણું પ્રાચીન છે. કેટલાક તો આ પ્રતિમાને રાજા નંદિવર્ધનના સમયની માને છે અને જૂની સ્થાપત્ય રચનાની દૃષ્ટિએ આ મંદિર ૧૧ મા સૈકાનું તો જણાય છે. જો કે પ્રાચીન શિલાલેખો મળી આવતા નથી એટલે સંભવ છે કે જીર્ણોદ્ધાર પ્રસંગે લેખો નાશ પામ્યા હશે.

દેવળની પશ્ચિમ દીવાલે દક્ષિણ–પશ્ચિમ ઓસારની બે ધર્મશાળા છે. ઉત્તરમાં પશુઓને રાખવાનું સ્થાન છે. એક કૂવો, ફૂલવાડી અને એક હોજ છે, ધર્મશાળા અવાવર પડી છે. તેમાં થઈ ને મંદિરમાં જવાય છે.

ચૈત્ર સુદિ ૧૩ના દિવસે પ્રતિવર્ષ અહીં મેળો ભરાય છે. મંદિરનો વહીવટ ઘાણેરાવ–શ્રીમહાવીરસ્વામી ભગવાનની પેઢીને હસ્તક છે.





# ૩. નાડલાઈ

મારવાડની પંચતીર્થીમાં નાડલાઈ ત્રીજું તીર્થ ગણાય છે. રાણી સ્ટેશનથી ૧૪ માઈલ પૂર્વમાં બે ઊંચી ટેકરીઓની વચ્ચે આ પ્રાચીન કસબો વસેલો છે, પ્રાચીન શિલાલેખો અને ગ્રંથોમાં આનાં નડુલડાગિકા, નંદકુલવતી, નારદપુરી, નડુલાઈ, નાડલાઈ, વલભીપુર વગેરે નામો મળી આવે છે, "શ્રીવિજયપ્રશસ્તિ"ના કર્તા આ નગરને નારદે વસાવી તેથી એનું નામ નારદપુરી પડયું એમ કહે છે.[1]

એક સમયે આ એક ભારે જાહોજલાલીવાળું મોટું નગર હતું. અહીંની ભૂમિ ઉપરનાં ખંડેરો અને મળી આવતી જિનપ્રતિમાઓથી જણાય છે કે, આ નગર પ્રાચીન, સારી આબાદીવાળું અને જૈનોની વસ્તીથી ભરપુર હતું. સોનગિરા સરદારોની રાજધાની બનવાનું એને સૌભાગ્ય વર્યું હતું. એ સમયે બનેલો એક કિલ્લો આજે પણ ખંડિયેર અવસ્થામાં અહીં વિદ્યમાન છે.

નાડલાઈ અને નાડોલના વિસ્તારો જોતાં લાગે છે કે, એક સમયે આ બંને ગામો એક વિશાળ નગરમાં સમાયેલા

---

૧. एकत्र तत्र पृथिवीं प्रविलोक्य पृथ्वीं, सोऽवीवसन्नगरमृद्धिमयं स्वनाम्ना ।
मुव्यत्र नारदपुरीति पुरीगरीयः, श्रीस्तैलविन्दुरिव पाथसि पप्रथे सा ॥२६॥

હશે. પાછળથી તેની વચ્ચે ૩ ગાઉનું અંતર પડી જતાં એ જુદાં નગર રૂપે અસ્તિત્વમાં આવ્યાં એમ કેટલાકનું માનવું છે.

અહીંના શ્રીઆદીશ્વર ભગવાનના મંદિરના શિલાલેખથી જણાય છે કે, એ મંદિર ૧૦ મા સૈકાથી પણ પ્રાચીન હોવું જોઈએ. શ્રીસમયસુંદર ઉપાધ્યાયે રચેલી **તીર્થમાલા**માં "નાડુલાઈ જાદવો" કહીને આ તીર્થનો ભાવપૂર્વક ઉલ્લેખ કરેલો છે. વળી, શ્રીશીલવિજયજીએ રચેલી **તીર્થમાલા**માં "નાડુલાઈ નવ મંદિર સાર, સુપાસ પ્રભુ નેમકુમાર," એમ કહીને ૯ મંદિરો હોવાનું જણાવ્યું છે. આ ઉલ્લેખો આ તીર્થની પ્રાચીનતા અને પવિત્રતાનો નિર્દેશ કરી રહ્યા છે. અહીં આવેલા જેખલ નામક પહાડ ઉપર શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને બંધાવેલું હતું એમ મનાય છે.[1]

શ્રીહીરવિજયસૂરિના મુખ્ય શિષ્ય શ્રીવિજયસેનસૂરિના જન્મથી આ નગર પવિત્ર બનેલું છે.

આજે તો આ ગામ પડી ભાંગ્યું છે. નામનોયે વેપાર નથી. જૈનોનાં ૫૦ જેટલાં ઘર વિદ્યમાન છે, તેમાં લગભગ ૨૦૦ જૈનોની વસ્તી હશે. ૫ ઉપાશ્રય, ૩ જૈન ધર્મશાળાઓ અને શિખરબંધી દેવમહાલય જેવાં ઉન્નત ૧૧ જિનમંદિરો વિદ્યમાન છે; જેમાંનાં કોઈ કોઈ મંદિર તો તારંગાના અત્યુન્નત મંદિરની યાદ અપાવે એવાં છે. આ ઉપરથી પણ અગાઉ અહીં જૈનોની વસ્તી સારા પ્રમાણમાં હોવાનું સૂચન મળે છે.

૧. ગામની બહાર પહાડી નીચે શ્રીઆદિનાથ ભગવાનનું બહુ

---

૧. प्रद्युम्नसंज्ञमयुजित्तनुजेन यत्राभ्यर्णावनिध्रशिखरे जिननेमिचैत्यम्। निर्मापितं पथि दशोस्तदुपैति रम्यमद्यापि च स्फुरति तन्महिमा महीयान्॥२७॥

પુરાણું અને વિશાળ શિખરબંધી મંદિર ઊભું છે. અગાઉ આમાં મૂળનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન[1] અને તે પછી શ્રીમુનિ-સુવ્રતસ્વામીની પ્રતિમાઓ પ્રતિષ્ઠિત હતી, પરંતુ એ મૂર્તિઓ કોઈ કારણે લુપ્ત થતાં સં. ૧૯૭૪માં શ્રીઆદિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. સં. ૧૯૮૬ના એક લેખથી પ્રગટ થાય છે કે, આ મંદિર સંપ્રતિ મહારાજાએ બંધાવેલું હતું.[2] વળી, પરિકરના લેખથી પ્રગટ થાય છે કે, આ મંદિરનો પહેલો ઉદ્ધાર મંત્રી સાયરે, બીજો ઉદ્ધાર જુદા જુદા ગામના સંઘોએ મળીને અને ત્રીજો ઉદ્ધાર મંત્રી સાયરના વંશજોએ કરાવ્યો હતો એમ જણાય છે.[3] શ્રીઆદિનાથ ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા ૩॥ ફીટ ઊંચી છે. આ મંદિરમાં પાષાણની કુલ ૨૪ મૂર્તિઓ છે, બારમા સૈકાના લેખો આ મંદિરમાંથી પ્રાપ્ત થાય છે. એ લેખોથી જણાય છે કે, આ મંદિર માટે કેટલાક લાગાઓની વ્યવસ્થા કરવામાં આવી હતી.[4] એક ગુરુમૂર્તિ પણ છે, જે સંભવતઃ શ્રીયશોભદ્રસૂરિની હશે, કેમકે આ મંદિર સંડેરકગચ્છીય શ્રીયશોભદ્રસૂરિ સં. ૯૬૪માં[5] મંત્ર-બળે વલભીપુરથી અને બીજા મતે ખેડનગરથી ઊઠાવીને અહીં લાવ્યા હતા એ વિશે એક ચમત્કારિક ઈતિહાસ જાણવા જેવો છે.

"આચાર્ય યશોભદ્રસૂરિ અને શૈવ યોગી તપેસરજી બંને બાલપણના મિત્રો હતા. તેમણે એક જ ગુરુ પાસે વિદ્યાધ્યયન

૧. પરિશિષ્ટઃ બીજું, લેખાંકઃ ૧૯,૧૧
૨. એજનઃ લેખાંકઃ ૨૭
૩. એજનઃ લેખાંકઃ ૨૫, ૨૬
૪. એજનઃ લેખાંકઃ ૧૬, ૧૭, ૨૦
૫. એજનઃ લેખાંકઃ ૨૫

કર્યું હતું. બંને મંત્રવિદ્યાના અઠંગ અભ્યાસીઓ હતા. બંનેમાં કોણ ચઢિયાતું છે એ જાણવા પરસ્પરમાં અનેક વખત વાદ-વિવાદ થતા. યશોભદ્રસૂરિ તપેસરજીથી જરાય ઓછા ન ઊતરતા. લોકમાં યશોભદ્રસૂરિના વિજયનાં ગીત ગવાતાં. આ કારણે તપેસરજીના મનમાં ઈર્ષ્યા અને દ્વેષનાં બીજ રોપાયાં. યશોભદ્રસૂરિને હરાવવા માટે તપેસરજી કોઈ પણ તક ઝડપી લેતા.

એક પ્રસંગે રાજસભામાં બંનેનો વિવાદ ચાલુ હતો. તપેસરજીની હાર થઈ ચૂકી હતી, ત્યારે છેલ્લો દાવ ફેંકતાં તપેસરજીએ કહ્યું: "જે પોતપોતાના ધર્મનાં મંદિરો વલ્લભીપુરથી મંત્ર શક્તિ વડે આકાશમાં ઉડાવી લાવી સૂર્યોદય પહેલાં નાડુલાઈમાં સૌથી પહેલાં સ્થાપે તેની જીત ગણાશે."

આ પ્રતિજ્ઞા અનુસાર બંને જણા મંદિરોને આકાશ માર્ગે ઉડાવી લાવી રહ્યા હતા પરંતુ તપેસરજીએ યશોભદ્રસૂરિજીનું મંદિર આગળ નીકળી ગયેલું જાણ્યું ત્યારે તપેસરજીએ કુકડાનો કૃત્રિમ અવાજ કર્યો, આથી યશોભદ્રસૂરિએ પોતાનું મંદિર નાડલાઈના દરવાજા બહાર—ત્યાં જ થંભાવી દીધું ને તપેસરજીએ એ અવાજ પછી પણ પોતાનું મંદિર આગળ લાવીને ગામમાં સ્થાપન કર્યું અને એ વિશે ચર્ચા થતાં રાજસભામાં તપેસરજીએ પ્રતિજ્ઞાનો ભંગ કર્યાનો નિર્ણય જાહેર થયો.

આ ઘટનાના સમય વિશે નીચે પ્રમાણેનો પ્રસિદ્ધ દોહો બોલાય છે કે—

"સંવત દશ દહોત્તરો, વદિયા ચોરાસી વાદ;
ખેડ નગરથી લાવીયા, ના ડ લા ઈ પ્રા સા દ."

આ દોહામાં ઉલ્લેખેલું મંદિર મારવાડમાં આવેલા

સલ્લાણીના ખેડનગરથી લાવ્યાની હકીકત છે જ્યારે સોહમ-
કુલપટ્ટાવલીકાર કહે છે કે—

"વલભીપુરથી આણીયો, ઋષભદેવ પ્રાસાદ"

આ કથામાં તથ્ય કેટલું છે એ કહેવું મુશ્કેલ છે છતાં આ બંને સંદિરો આજે પણ અહીં ઊભાં છે, અને યશોભદ્રસૂરિનું ગામ બહાર આવેલું જૈન મંદિર 'જસિયા'ના નામે અને તપેસરજીનું મહાદેવ મંદિર 'કેસિયા'ના નામે પ્રસિદ્ધ છે. આ હકીકતનું સૂચન અહીંના શિલાલેખમાં[૬] પણ છે.

તપેસરજીનું મહાદેવ મંદિર પણ ગામમાં પૂર્વાભિમુખ વિશાળ અને શિખરબંધી છે. આની ચારે દિશામાં દેવકુલિકાઓ છે, જેમાં ઉત્તર અને દક્ષિણ તરફની દેરીઓમાં સૂર્ય અને ગણપતિની મૂર્તિઓ સ્થાપિત છે.

ગામથી દક્ષિણ દિશામાં ત્રીશેક કદમ દૂર મહાજનોના સ્મશાનની પાસે સંડેરકગચ્છીય શ્રીયશોભદ્રસૂરિનો મૂર્તિસહિત સ્તૂપ છે અને તેની પાસે તપેસરજી યોગીનો પણ સ્તૂપ છે. કહેવાય છે કે યશોભદ્રસૂરિનો સ્તૂપ જવનો શતાંશ વધે છે જ્યારે તપેસરજીનો સ્તૂપ એટલો જ ઘટે છે.

૨. બજારમાં આવેલું શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર શ્રીસંઘે ઘૂમટબંધી બંધાવેલું છે. આમાં પાષાણની ૫ અને ધાતુની ૧૫ પ્રતિમાઓ છે.

૩. બજારમાં આવેલું શ્રીસુપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે. સં ૧૬૫૯ માં શ્રીવિજય-

સેનસૂરિએ તેની પ્રતિષ્ઠા કરેલી છે. અહીંનાં બધાં મંદિરોમાં આ મંદિર અતિવિશાળ, ઊંચું અને મનોહર છે. પાષાણની કુલ ૧૫ અને ધાતુની ૧ મૂર્તિ છે.

૪. બજારમાં આવેલું શ્રીઅજિતનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે બંધાવેલું છે. મૂળનાયકની મૂર્તિ પરિકરયુક્ત છે. તેની ઊંચાઈ ૧I હાથ છે.

૫. જેખલ પર્વતની ટેકરીના મૂળમાં શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી જિનાલય શ્રીસંઘે બંધાવેલું છે. મૂળ-નાયકની ૧ હાથ ઊંચી મનોહર પ્રતિમા પરિકરવાળી છે. તેની સં. ૧૬૨૨ માં પ્રતિષ્ઠા થયેલી છે. આમાં માત્ર ૩ પાષાણ પ્રતિમાઓ છે, જેમાંની એક પ્રતિમા સ્થાપત્યની દૃષ્ટિએ દશમા સૈકાની જણાય છે. મંદિરના સ્થાપત્યમાં કેટલેક સ્થળે કામશાસ્ત્રીય પ્રસંગો કોરેલા છે.

૬. જેખલ પર્વતની તળેટીમાં શ્રીનેમિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર આવેલું છે. આમાં પણ પાષાણની માત્ર ૩ પ્રતિમાઓ છે અને શિલ્પો દશમા સકાનાં જણાય છે.

૭. એ જ જેખલ પર્વતની તળેટીમાં સોગઠિયા શ્રીસુપાર્શ્વ-નાથ ભગવાનનું શિખરબંધી મંદિર આવેલું છે. આમાં મૂળ-નાયક ભગવાનની ૧ માત્ર પ્રતિમા છે. જ્યારે મંદિરનું શિલ્પ-સ્થાપત્ય દશમા સૈકાનું પ્રતીત થાય છે.

૮. એ જ જેખલ પર્વતની તળેટીમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. મૂળનાયકની પ્રતિમા ૧I હાથ પ્રમાણની છે, જેની પ્રતિષ્ઠા સં. ૧૭૯૭ માં શ્રીજિનકુશળ-

સૂરિએ કરી છે. એની આસપાસ શ્રીઋષભદેવ અને શ્રીપાર્શ્વનાથ ભગવાનની બે ભવ્ય પ્રતિમાઓ વિરાજમાન છે. તેની અંજનશલાકા સં. ૧૭૨૪માં શ્રીવિજયરત્નસૂરિજીએ કરેલી છે. કુલ ૬ પ્રતિમાઓ પાષાણની છે. કેટલાંક શિલ્પો દશમા સૈકાનાં હોય એમ લાગે છે.

૯. એ જ જેષલ પર્વતની તળેટીમાં શ્રીવાસુપૂજ્ય ભગવાનનું શિખરબંધી મંદિર આવેલું છે. મૂળનાયકની પ્રતિમા સં. ૧૭૪૯માં પ્રતિષ્ઠિત, છે. મૂર્તિ બદામી વર્ણની ૧ હાથ પ્રમાણ ઊંચી છે, આમાં પાષાણની માત્ર ૩ પ્રતિમાઓ છે.

૧૦. એ જ જેષલ પહાડની ટેકરી ઉપર શ્રીઆદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર છે. આ ટેકરીને લોકો 'શત્રુંજયની ટેકરી' કહે છે અને આ વિશાળ મંદિર સમ્રાટ સંપ્રતિએ બંધાવ્યાનું સૂચવે છે. મંદિર સુધી ચડવા માટે પગથિયાં બાંધેલાં છે. મંદિરની ચારે બાજુએ બાંધેલો કોટ આજે ભગ્નાવસ્થામાં જોવાય છે. તેમાં એક પાણીનો કુંડ પણ એવી જ હીન અવસ્થામાં છે. આખુંયે મંદિર સારી સ્થિતિમાં વિદ્યમાન છે. મૂળનાયક શ્રીઆદિનાથ ભગવાનની સુંદર પ્રતિમા ૧॥ હાથ ઊંચી છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૬૮૬માં મહારાણા શ્રીજગતસિંહજીના રાજકાળમાં શ્રીવિજયદેવસૂરિએ કરી છે; એ સંબંધી લેખ વિદ્યમાન છે.[1] મૂળનાયક સિવાય બીજી પ્રતિમા મંદિરમાં નથી.

૧૧. ગામથી દક્ષિણોત્તર દિશામાં એક નાની 'જાદવ ટેકરી' છે જેને લોકો 'ગિરનાર' નામે ઓળખે છે. આ ટેકરીનો ચડાવ જરા કઠણ છે. તેના ઉપર શ્રીનેમિનાથ ભગવાનનું નાનું પણ શિખરબંધી રમણીય મંદિર છે. શ્રીપ્રદ્યુમ્નકુમારે જે મંદિર

બંધાવ્યાનું અગાઉ અમે સૂચવ્યું છે તે આ જ મંદિર છે. તેનો અંદરનો મંડપ બાંધેલો છે. જ્યારે બહારનો મંડપ ખુલ્લો છે. મૂળનાયક શ્રીનેમિનાથ ભગવાનની આશરે ૨–૨॥ ફીટ ઊંચી મૂર્તિ છે, જે કેસરિયાજીની મૂળનાયક પ્રતિમાના રંગ અને ઘાટના શિલ્પમાં બરાબર મળતી આવે છે. આ મંદિરમાં જ શ્રીહીરવિજયસૂરિને સં. ૧૬૦૭–૮માં પંન્યાસ અને ઉપાધ્યાય પદવી આપવામાં આવી હતી. મંદિરનો ઉદ્ધાર બારમા સૈકામાં થયેલા રાયપાલ રાજાના સમયમાં થયેલો છે. એ દર્શાવતા સં. ૧૧૯૫માં આસો વદિ ૦)) ના દિવસના લેખથી જણાય છે કે, અહીંના ઠાકોર રાજદેવે પોઠિયાઓથી પ્રાપ્ત થતા કરનો ૨૦મો ભાગ આ મંદિરને અર્પણ કર્યો હતો.[૨] વળી, એક સ્તંભ ઉપરના લેખથી જણાય છે કે, સં. ૧૪૪૩માં શ્રીવણવીરદેવના રાજ્યમાં શ્રીધર્મચંદ્રસૂરિના શિષ્ય શ્રીવિનયચંદ્રસૂરિએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવરાવ્યો, તેની હકીકત છે.[૩]

આ મંદિરથી થોડું નીચે ઊતરતાં પૂર્વ દિશામાં ગિરનારની માફક સહાસ્રાવનની રચના અને પગલાંની સ્થાપના કરેલી છે.



૧. પરિશિષ્ટ બીજું: લેખાંક: ૨૭
૨. એજન: લેખાંક: ૧૮
૩. એજન: લેખાંક: ૨૨



# ૪. નાડોલ

નાડોલ મારવાડની પંચતીર્થીમાંનું ચોથું તીર્થ છે. પ્રાચીન ગ્રંથો અને શિલાલેખોમાં નડુલ, નડ્ડુલ, નદ્દુલ, નર્દૂલપુર, નન્દપુર વગેરે નામો મળી આવે છે. રાણી સ્ટેશનથી ૭ માઈલ દૂર પૂર્વોત્તર ખૂણામાં આ કસબો આબાદ છે.

એક સમયે ચૌહાણ સરદારોનું આ પાટનગર હતું. સમરવિજયી થયેલા અહીંના ચૌહાણ રાજવીઓ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. જાલોરના સોનગરા ચૌહાણો આ નગરમાંથી જ ગયા હતા અને જાલોરના સોનગિરનું રાજ્ય કરવાના કારણે તેઓ 'સોનગરા' કહેવાયા. આજે આ કસબો ઘાણેરાવ ઠાકોરના હાથમાં અને જોધપુર રાજ્યની હકુમત હેઠળ છે. ગામમાં અને ગામ બહાર કેટલાંક જૈનેતર સ્થળો છે, જે પ્રાચીન ઇતિહાસની શોધ કરનારાઓ માટે દર્શનીય છે. અહીં પડેલાં ખંડિયેરો અને વાવડીઓથી અનુમાન થાય છે કે, કોઈ સમયે આ નગર સમૃદ્ધ હશે.

વળી, કોઈ કાળે અહીં જૈનોની વસ્તી ખૂબ હશે, એમ પણ લાગે છે. જૈનોના તીર્થ તરીકે આ સ્થળની પ્રસિદ્ધિ પાછળ તેના ગૌરવનો ઇતિહાસ ઘડાયો હશે. શ્રીદેવસૂરિના શિષ્ય શ્રીમાનદેવસૂરિ આશરે વિ. સં. ૩૦૦ પહેલાં નાડોલમાં

ચોમાસું રહ્યા હતા અને શાકંભરીમાં વ્યાપેલા મારીના ઉપદ્રવની શાંતિ માટે અહીં રહીને જ તેમણે લઘુશાન્તિસ્તવની રચના કરી હતી. અહીં જ વાદિવેતાલ શ્રીશાંતિસૂરિએ શ્રીમુનિચંદ્ર-સૂરિને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો હતો અને વિ. સં. ૭૦૦માં શ્રીજયાનંદસૂરિ અથવા તેમના શિષ્ય શ્રીરવિપ્રભ-સૂરિએ શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી. સં. ૯૯૨માં ભંડારીઓના મૂળપુરુષ નાડોલના રાજા લાખનસીના પુત્ર દાદરાવને શ્રીયશોભદ્રસૂરિએ જૈન ધર્મની દીક્ષા અહીં આપી હતી.

હાલમાં અહીં શ્વેતાંબર ઓશવાલોનાં ૨૫૦ ઘરો છે, તેમાં ૧૦૦૦ જૈનોની સંખ્યા છે. ૩ ઉપાશ્રય, ૨ ધર્મશાળાઓ અને ૧ પૌષધશાળા વગેરે છે. જૈન પાઠશાળા પણ ચાલુ છે.

અહીં શિખરબંધી ચાર મંદિરો છે. તેમાં શ્રીપદ્મપ્રભ-જિનેશ્વર અને શ્રીનેમિનાથ ભગવાનનાં મંદિરો સૌથી પ્રાચીન વિશાળ અને રમણીય છે. મંદિરોનો વહીવટ ગામના સંઘને આધીન છે.

૧. શ્રીપદ્મપ્રભ જિનેશ્વરનું મંદિર ખૂબ ઊંચું છે. તેની બાંધણી અને કોરણી અપ્રતિમ છે. અહીંના શિલાલેખોમાં આ મંદિરનું નામ 'રાયવિહાર' ઉલ્લેખાયેલું જોવાય છે.[૧] આમાં શ્રીપદ્મપ્રભસ્વામીની ૨ હાથ ઊંચી બદામી રંગની સુંદર પ્રતિમા વિરાજમાન છે. તેના નીચે સં. ૧૬૮૬નો લેખ છે.[૨]

મૂળનાયકની બંને બાજુએ શ્રીઆદિનાથ અને શ્રીશાંતિનાથ ભગવાનની બે પ્રતિમાઓ છે. તે પૈકી શ્રીશાંતિનાથ ભગવાનના

૧. પરિશિષ્ટ બીજું: લેખાંકઃ ૩૪
૨. એજનઃ લેખાંકઃ ૩૪

પબાસનમાં સં. ૧૬૮૬નો લેખ કોરેલો છે.[1] ગૂઢમંડપમાં બંને તરફ શ્રીશાંતિનાથ અને શ્રીનેમિનાથ ભગવાનની ઊભી (કાઉસગ્ગિયા) શ્વેતવર્ણની પ્રતિમાઓ છે. તે બંને ઉપર સં. ૧૨૧૫ના એકસરખા લેખો છે.[2] આ લેખો ઉપરથી જણાય છે કે, આ બંને પ્રતિમાઓ બીસાડા ગામનું મંદિર કોઈ કારણે નષ્ટ થતાં અહીં લાવીને પધરાવવામાં આવી છે.

આ મંદિરની ભમતીમાં ચોતરા ઉપર એક દેરી છે, તેમાં કસોટીથી ઓળખાતા શ્યામ પથ્થરનું એક જ શિલામાંથી કોરી કાઢેલું ચૌમુખજીનું અખંડ દેરાસર છે. કસોટી જેવા કઠણ પથ્થરમાં કોરેલી ઝીણી નકશી આશ્ચર્યચકિત બનાવે એવી છે. આ દેરાસરમાં ચૌમુખી ચાર પ્રતિમાઓ વિરાજમાન હતી, જેને લૂંટારાઓ ચોરી ગયાનું કહેવાય છે.

આ મંદિરમાં પરમાર્હત મહારાજા કુમારપાલની એક અશ્વારૂઢ પ્રતિમા છે. મંદિરના કંપાઉંડમાં એક નાના શિખરવાળા દેરાસરમાં મૂ૦ ના૦ શ્રીઅજિતનાથ ભગવાનની પ્રતિમા છે, તેના ઉપર સં. ૧૮૯૩નો લેખ છે.

મુખ્ય મંદિરની ડાબી બાજુના દેરાસરમાં શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાન વગેરેની ૧૫ પ્રતિમાઓ અને શ્રીસિદ્ધચક્ર પટ્ટ સ્થાપિત છે. મંદિરના પાછળના ભાગના બગીચામાં શ્રીઆદિનાથ ભગવાનની સં. ૧૯૫૧માં પ્રતિષ્ઠિત કરવામાં આવેલી ચરણપાદુકાઓ છે.

---

૧. પરિશિષ્ટ બીજું: લેખાંક: ૩૩

૩. એજન: લેખાંક: ૩૦, ૩૧

આ મંદિરમાં કુલ ૨૯ પાષાણુની અને ૩૧ ધાતુની પ્રતિમાઓ છે. મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર છે.

૨. શ્રીનેમિનાથ ભગવાનનું શિખરબંધી દેવાલય છે. આમાં શ્રીનેમિનાથ ભગવાનની એક હાથ ઊંચી શ્યામવર્ણની પ્રતિમા છે, જે પાછળથી ૧૮મી શતાબ્દીમાં જીર્ણોદ્ધાર સમયે પ્રતિષ્ઠિત કરવામાં આવી છે.

આ મંદિરમાં જમણી તરફ મજબૂત બાંધણીનું સાત ખંડનું એક પ્રાચીન ભોંયરું છે, જે ખુલ્લુ રહે છે. તેમાં કોઈ જઈ શકતું નથી એમ કહેવાય છે. એમાં સ્થાનની પવિત્રતા સાચવવા માટે અખંડ દીવો રખાય છે. કહેવાય છે કે આ ભોંયરાનો માર્ગ ઠેઠ નાડલાઈ સુધી છે ને આ સ્થળે શ્રીમાનદેવસૂરિ પોતાની યોગસાધના કરતા હતા. તેમણે **लघुशान्तिस्तव** ની રચના અહીં બેઠાં જ કરી હતી. શ્રીજયાનંદસૂરિ કે તેમના શિષ્ય રવિપ્રભસૂરિએ શ્રીનેમિનાથની પ્રતિષ્ઠા કરી તે મંદિર આ જ હશે. આ મંદિરમાં પાષાણુની કુલ ૭ પ્રતિમાઓ છે.

ઉત્તર દીવાલે બારણું છે, ત્યાં એક વિશાળ ધર્મશાળા છે અને ધર્મશાળા વચ્ચે પીપળાનું ઝાડ છે, ધર્મશાળાના દ્વારની બાજુમાં વહીવટ કરનારી પેઢીનું કાર્યાલય છે. આ ધર્મશાળાને અગ્નિખૂણે કૂવો છે, તેમાં રેંટ ગોઠવેલો છે. તેની પાસે જ એક હોજ છે. તમામ જૈન ઓસવાળોની સ્ત્રીઓ અહીં જ પાણી ભરવા આવે છે.

આ જ દેવલની ઉત્તર દક્ષિણ ઓસારોમાં શત્રુંજય, સમેતશિખર અને અને અષ્ટાપદની રચના જે કોઈ પણ ઉત્સવ પ્રસંગે કરાવી હશે તે એમ ને એમ રહેવા દેવામાં આવી છે,

તે જોવા લાયક છે. દેવળને ફરતો ચોક વિશાળ છે. દેવળ પશ્ચિમ-દ્વારનું છે અને તેનો દરવાજો બજારમાં પડે છે.

બંને દેવળો દરબાર ગઢની પેલી બાજુ કાંઈક એકાંતમાં આવેલાં છે પણ તે એક વિશાળ ચોગાનમાં છે, જેની આજુ-બાજુ વંડો બાંધેલો છે. દેવળ એક પશ્ચિમ દ્વારનું અને બીજું ઉત્તર દ્વારનું છે.

૩. શિખરબંધી મંદિર, જેમાં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાન છે, તેના પરિકર ઉપર સં. ૧૧૮૧નો લેખ છે. ભીંત પર ધાર્મિક ચિત્રો દોરેલાં છે. આમાં પાષાણની ત્રણ પ્રતિમાઓ છે.

૪. આ મંદિરમાં મૂળનાયક શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભગવાન બિરાજમાન છે, આ મંદિર ઘૂમટબંધી છે. આમાં પાષાણની ૩ પ્રતિમાઓ છે.

સં. ૧૭૫૫માં શ્રીજ્ઞાનવિમલસૂરિ રચેલી **તીર્થમાલામાં** "નાડોલ ત્રિણ્ય પ્રાસાદ"—નાડોલમાં ત્રણ મંદિર હોવાનો ઉલ્લેખ છે, એટલે ચોથું મંદિર તે પછી બન્યું હોય એમ જણાય છે.





# ૫. વરકાણા

રાણી સ્ટેશનથી ર માઈલ દૂર આવેલું વરકાણા મારવાડની પંચતીર્થીમાંનું પાંચમું તીર્થ છે પરંતુ પ્રાચીનતાની દૃષ્ટિએ આ બધાં તીર્થોમાં પ્રથમ નંબરે ગણાય છે. सकलतीर्थवंदना-स्तोत्रમાં 'વરકાણો પાસ'થી આ તીર્થનો બહુ ભાવપૂર્વક ઉલ્લેખ કરેલો છે. સિવાય કેટલાંક वरकाणा पार्श्व-स्तोत्र આદિ સ્તોત્રો, સ્તવનો પણ પ્રસિદ્ધ થયેલ છે, જેનાથી આ તીર્થ કેટલું પ્રાચીન હશે એનો ખ્યાલ આવે છે.

આજના વરકાણાનું પ્રાચીન નામ 'વરકનકપુર' અથવા 'વરકનકનગર' હતું. સૈકાઓ પહેલાં આ નગર સમૃદ્ધ હોવું જોઈએ અને જૈન શ્રીમંતો તેમજ અધિકારીઓની સંખ્યા અધિક હોવી જોઈએ. એનું સમર્થન કરતાં જૈન પરંપરા તો કહે છે કે, સમ્રાટ સંપ્રતિના સમયે આ નગરની ભારે જાહોજલાલી હતી. તેમણે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું વિશાળ મંદિર અહીં બંધાવ્યું હતું; પરંતુ વર્ષોના ટાઢ-તડકા ઝીલી એ જીર્ણ થયું કાં તો આક્રમણકારીઓના હાથે એ ભોંયભેગું થયું અને એના ઉપર વર્ષોની ધૂળ ફરી વળતાં એ ભૂગર્ભની વસ્તુ બની ગયું. એ પ્રાચીન નગર ઉપર સંભવતઃ આજનાં દાદાઈ અને બીજોવા નામનાં ગામો વસ્યાં હોય એમ જણાઈ આવે છે.

કેટલાંક વર્ષો પહેલાં એક ભરવાડને અહીંની જમીનમાંથી એક જિનમૂર્તિ હાથ લાગી હતી. એ મૂર્તિ સંપ્રતિકાલીન હોય કે ન હોય પરંતુ શતાબ્દીઓ પહેલાંની પ્રાચીન તો અવશ્ય છે જ. ભરવાડને મૂર્તિ મળી આવ્યા પછી દાદાઈ અને બીજોવાના સંઘે મળીને એક નાનું જિનમંદિર બંધાવી એ મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી. અત્યારના મંદિરની નવચોકીના એક સ્તંભ ઉપર તદ્દન ઘસાઈ ગયેલો શિલાલેખ છે. તેમાં સંવત ૧૨૧૧ ની સાલ વંચાય છે. આ ઉપરથી એમ માનવામાં હરકત નથી કે એ સમયે કે તે પહેલાં બંધાયેલું મંદિર વરકનકપુર તીર્થના જીર્ણોદ્ધાર રૂપે સં. ૧૨૧૧ માં અસ્તિત્વમાં આવ્યું હશે. એ પછી એટલે રાણા કુંભાના સમયે (સોળમી શતાબ્દીમાં) દાદાઈમાં રહેતા શ્રીમાલપુરના એક શ્રેષ્ઠીએ બાવન દેવકુલિકાવાળું શિખરબંધી ભવ્ય મંદિર અહીં બંધાવ્યું, તે જ હાલ વિદ્યમાન છે. આ મંદિરમાં એના પ્રાચીન સમયની બાંધણીનો કેટલોક ભાગ નજરે ચડે છે, જે એના ભૂતકાલીન ગૌરવની સાખ પૂરી રહ્યો છે.

વરકાણા આજે તો નાનું ગામડું છે, જે દેસૂરી જિલ્લામાં આવેલું છે. અહીં જૈનોની વસ્તી બિલકુલ નથી પરંતુ આખા ગોડવાડ પ્રાંતની પંચાયતનું મુખ્ય સ્થળ છે, આ પંચાયતમાં ૩૦૮ ગામોનું જૂથ છે. જ્ઞાતિ અને સંઘના બંધારણની બાંધછોડનો નિકાલ કરવાનું આ પીઠ છે. તીર્થનો વહીવટ પ્રાંતીય સમિતિના હસ્તક છે.

ગોડવાડ પ્રાંતમાં અનેક લખપતિઓ હોવા છતાં કેળવણીમાં એ પછાત હતો. સરસ્વતીની ઉપાસનાનું એકે સ્થળ અહીં નહોતું. આ ખામીને દૂર કરવા માટે આચાર્ય શ્રીવિજય-

વલ્લભસૂરિજીની પ્રેરણાથી સ્વ. આચાર્ય શ્રીવિજયલલિતસૂરિએ અથાક પરિશ્રમ સેવી અને કેટલાક વિદ્યાપ્રેમીઓના સહકારથી 'શ્રીપાર્શ્વનાથ જૈન વિદ્યાલય'ની અહીં સ્થાપના કરી, જે વિદ્યાલય આ તીર્થની છાયામાં પ્રતિદિન પ્રગતિ કરી રહ્યું છે. લગભગ ૨૫૦ વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લે છે અને જૈનોની વસ્તીના અભાવમાં આ વિદ્યાલય યાત્રાળુઓ માટે એક વિસામા રૂપ બની રહે છે.

જો કે શ્રીસંઘે યાત્રાળુઓ માટે બે ધર્મશાળાઓ અહીં બંધાવેલી છે. તેમાં યાત્રાળુને બધી સગવડ રહે છે.

આ ધર્મશાળાની પાસે જ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું બાવન જિનાલય ભવ્ય મંદિર ઊભું છે. લગભગ ૧૫૦ વારના ઘેરાવવામાં આ મંદિરનો વિસ્તાર છે. મંદિર પૂર્વદ્વારનું છે, તેની પૂર્વ અને ઉત્તર બાજુએ વિશાળ ચોક અને ફરતો વંડો છે. વંડાનું પૂર્વ દ્વાર બંધ રાખવામાં આવે છે. જ્યારે ઉત્તર દ્વાર માત્ર ખુલ્લું રહે છે. આખુંયે મંદિર પથ્થરથી બાંધેલું છે. મૂળ ગભારામાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની નાગફણાવાળી રમણીય મૂર્તિ લગભગ ૧ હાથ ઊંચી છે અને તેની ચારે બાજુએ ધાતુનું મોટું અને સુંદર પરિકર નવું લગાડેલું છે. એ પરિકરમાં ૨૩ ભગવાનોની પ્રતિમાઓ કોરેલી છે. એટલે મૂળનાયક સહિત ચોવીશી ગણાય. પરિકર ઉપર સં. ૧૯૭૦નો લેખ છે પણ મૂર્તિ ઉપર લેખ નથી.

મંદિરનો રંગમંડપ વિશાળ છે. તેની ભીંતોમાં થોડીક સુંદર કોરણી જોવાય છે. નવચોકીના સ્તંભો પ્રાચીન જણાય છે. એક સ્તંભ ઉપર સં ૧૨૧૧નો ઘસાઈ ગયેલો લેખ છે, જેનો ઉલ્લેખ અગાઉ અમે કર્યો છે. નવચોકીના એક સ્તંભ

પાસે પથ્થરના એક હાથી ઉપર શેઠ–શેઠાણીનું યુગલ બેઠેલું છે પરંતુ તેના ઉપર લેખ નથી. સંભવ છે કે, મંદિરનિર્માતા શેઠ–શેઠાણીની આ મૂર્તિઓ હોય. મંદિરના ચોકમાં સંવત ૧૮૦૬ના ૩ શિલાલેખો છે પરંતુ તેમાં મંદિરના બંધાવનારનો કશો ઉલ્લેખ નથી.

દેવળનો બાહ્ય મંડપ જો કે સુંદર છે છતાં તેના કારણે દેવળનું બાહ્ય સૌંદર્ય ઓછું થયેલું જણાય છે, આગલા મંડપ સાથે ભમતી લગભગ મળી ગયેલી છે. ભમતી અને ગભારા વચ્ચે એક માણસ જઈ શકે એટલી જ માત્ર જગા છે અને દેવળના ગર્ભગૃહમાં પ્રકાશને કોઈ અવકાશ નથી.

દરવાજાની બહાર બંને તરફ પથ્થરના ૨ હાથીઓ ઊભા કરેલા છે. દરવાજામાં પેસતાં ડાબી તરફના હાથી પાસે એક ૧॥ ગજ લાંબો શિલાલેખ કોતરેલો છે. તેમાં મેવાડના રાણાઓ ઉપર જૈનાચાર્યોએ પોતાની સાત્ત્વિક સિદ્ધિનો પૂરો પ્રભાવ પાડ્યાનો નિર્દેશ છે. સં. ૧૬૮૬ પહેલાં યાત્રીઓ પાસેથી અમુક કર લેવાતો હશે, તે તપાગચ્છાચાર્ય શ્રીવિજયદેવસૂરિના ઉપદેશથી મેવાડના રાણા શ્રીજગતસિંહજીએ સં. ૧૬૮૬ના સમયથી પોષ વદિ ૮ થી માંડીને ૧૧ સુધીના એટલે મેળાના ૪ દિવસો માટે યાત્રીઓ પાસેથી લેવાતો કર બંધ કર્યો હતો—એ સંબંધી ઉલ્લેખ છે.

રાણકપુરની નકલરૂપે આ તીર્થ અત્યારે વિદ્યમાન છે. અને ભવ્યતામાં બીજાં મંદિરોથી જરાયે ઓછું ઊતરે એવું નથી.

અહીં પ્રતિવર્ષ પોષ દશમી (માગશર વદિ ૧૦)ના રોજ મોટો મેળો ભરાય છે

નદીના સામે કાંઠે જૈન શ્વેતાંબર કારખાનાનો બગીચો છે.

## પરિશિષ્ટ પહેલું

### શ્રી મેહ કવિ રચિત

# રાણિગપુર—ચતુર્મુખપ્રાસાદ—સ્તવન

[ સ્તવન-૧ ]

વીર જિણેસર ચલણે લાગી, સરસતિ કન્હઈ સુમતિ મઈં માગી,
વૃદ્ધિ હોઈ જિમ આઘી. ૧
હીઉં હરષિ હિવ મઝ ઉલ્લસિઉં, રાણિગપુર દીઠઉં મઈં વલિઉં,
અણહિલપુર અહિનાણિ. ૨
ગઢ મઢ મંદિર પોલિ સુચંગે, નિરમલ નીર વહઈ વિચિ ગંગે,
પાપ પખાલણ અંગે ૩
કૂઆ વાવિ વાડી હટ્ટસાલા, જિણહ ભવણ દીસઈં દેવાલા,
પૂજ રચઈં તહિં બાલા. ૪
વરણ અઢાર લોક સુવિચારી, લક્ષ્મીવંત વસઈં વિવહારી,
પુણ્યવંત નવિ પારો. ૫
તીહં મુખ્ય સંઘવી શ્રીધરણઉ, દાન પુણ્ય જગિ જસ વિસ્તરણઉ,
જિણહ ભવણ ઉધરણઉ. ૬
ધન્ય જણણિ કામલદે માયા, પુરુષરતન બે કૂખઈં આવ્યા;
રતનસિંહ ધરણિંદો ૭

[ દવણિ ]

સાંભલજ્યો ચઉમુખ તણિઅ, વાત પાયઉ રોપવિઉ પુરુસ સાત;
ધરણિંદ આવિઉ પ્રાસાદ ઠામિ, બોલિઆ દેવિ સાસણ સામી. ૮
હું તુઠી તુહ સીલહ પ્રમાણિ;
મંડાવિ દેઉલ મોટઈ મંડાણિ;

મનિ હરષિઉ ધરણિંદ કરઈ કલોલ,
સંઘહ દિવરાવઈ તહિં તંબોલ. ૯
થાપીઅ મુહુરત ગિઉ આવાસિ,
તેડાવ્યા સેલાવટ પંચાસ;
સીધપુર ચઉમુખ કરઈ વખાણ,
મંડઉ દેઉલ હિવ તિણિ મંડાણિ. ૧૦

દેપઉ કહઈ હું સાસત્ર પ્રમાણિ,
મંડિસુ દેઉલ મોટઇ મંડાણિ;
ઇણિઇં વચનિઇં હરખિઉ ધરણાસાહ,
સેલાવટ્ટ પહિરાવ્યા કંબાહિ. ૧૧

ભિડ પૂરઈ સેલાવટ સજૂર,
તિહિં જીપઇં પંચાણવા પૂર;
આલોચઇં બેટાં તણિય બેલ,
હિવ સત્રુકારહ તણિય વેલ. ૧૨

રુલિયાઈત લખપતિ ઈણિ ઘરિ,
કાકા હિવ કીજઈ જગડૂ વ(પ)ઈરિ;
જગડૂસાહઃ કહીઈ રાય સધાર,
આપણપઇં લોકાં દિઆં અધાર. ૧૩

[ ઠવણિ ]

પંચાણવઈ કમઠાઉ કીઉ ચઉમુખ પ્રાસાદે,
વાજઈ ભુંગલ ભેરિ તાલ નિતુ નવલઇ નાદે;
પ્રથમજિણેસર આદિનાથ તીથંકર રાઉ,
ભાવઈ ભગતિઇં થુણઉં સામિ મરુદેવી જાઉ. ૧૪

કેસરનઈ કપૂરચૂર અંગિઈ લાઈજઈ,
પૂજિઅ પણમિઅ થુણિઅ સામિ મનરંગિ ગાઈજઈ;
ધૂપ ઉગાહણુ અતિવિશેષ મનવંછિત ભોગ,
તૂઠઈ સામિઅ આદિનાથ રિદ્ધિ વૃદ્ધિ સંયોગ. ૧૫
ત્રિહુ બારે જઈ ચ્યારિ બિંબ શ્રીઆદિજિણેસર;
નિરમલ ધોઅતિ કરીઅ અંગિ પૂજઉ પરમેસર;
જાઈ વેલ સેવંત્રી સાર મરુઉ કલ્હારો,
મૂલ ગભારઈ જ કેઈ બિબ મનિસુદ્ધિ જુહારો. ૧૬

[ વસ્તુ ]

સેત્રુજ સામિય સેત્રુજ સામિય પ્રથમ જિણનાહ,
સોપારા સિરિ મંડણઓ,
વિમલ મંત્રિઅ(સ)ર બુદ્ધિ થાપીઅ;
ઈડરગઢિ આરાસણિ કુલ્યપાકિ મહિમા નિવાસિઅ,
વિંધ્યાચલગિરિ તલહટ્ટીઅ નિતુ નિતુ નવલા નાદ,
રાણિગપુરિ થિર થાપ્પીઉ ચતુરમુખ્ખ પ્રાસાદ. ૧૭

[ લહણિ ].

પશ્ચિમ દિસિઈ જે બાર અછઈ,
તિહિં મંડપ અતિચંગ તુ (૨);
ખેલા ખેલઈ નિતુ નવા,
નિતુ નિતુ ઉછવરંગ તુ (૨). ૧૮
ઉત્તર દિસિઈ જે બાર અછઈ,
તિહાં બઈસઈ સંઘઘાટ તુ (૨);
કલિરવ કોલાહર(લ) કરઈ ઍ,
ખઙૂઆ ભોજગ ભાટ તુ (૨). ૧૯

પૂર્વ દિસિઈં જિ બાર અછઈ,
તિહિ સામ્હી ગિરિભીત્તિ તુ (૨);
વિંધ્યાચલગિરિ પરબત વડઉ એ,
ગિરૂઆં એહ જિ રીતિ તુ (૨). ૨૦

તેહુ ઠંભે સહુ વસઈ એ,
કીજઈ જિણવર સેવ તુ (૨);
અહ ઊઠી પ્રભુ પણમી એ.
આદિ જિણેસર દેવ તુ (૨). ૨૧

દક્ષિણ દિસિઇં જિ બાર અછઈ,
તેહુ છઈ સુવિસાલ તુ (૨);
તેહ આગલિ હિવ આવિઇ એ,
મનરંજઇ પોસાલ તુ (૨). ૨૨

ભણઈ ગુણઈ સિદ્ધાંત સવે,
ગિરુઆ ગુણહ ભંડાર તુ (૨);
તપાંગચ્છિ ગુરુ વંદિઇં એ,
સોમસુંદરં ગણધાર તુ (૨). ૨૩

ચ્યારઈ મુહુરત સામટાં એ,
લીધાં એકઇં વારિ તુ (૨);
પહિલઈ દેઉલ મંડિઉં એ,
બીજઈ સત્રુકાર તુ (૨). ૨૪

પોષધસાલા અતિભલિઅ,
મંડિઅ દેઉલ પાસિ તુ (૨)

ચઉથઉં મુહુરત ઘરતણઉં એ
મંડાવ્યા આવાસ તુ (૨). ૨૫
જાઇવેલ ચંપાકુલિઅ,
સદસેવંત્રાં માલ તુ (૨);
પૂજ કરઉ પરમેસરહ,
શ્રી ચઉમુખિ ત્રિણિ કાલ [ તુ (૨) ]. ૨૬

[ વસ્તુ ]

ચઉમુખ સામીય ચઉમુખ સામીય પૂજ ત્રિણુકાલ,
આરત્તી ઊતારીઈ,
પડહ ઘંટ ઝલ્લરનિનાદિ,
ગીતગાન ગંધ્રવ કરઇં મધુર નાદિ;
તિહિ ચિઉ મંડપે ખેલા ખેલઇં રંગ ભરે,
શ્રાવી દિઇં નિતુ રાસ;
ખરતરવસહી પૂજીઇં,
સહજિ સલૂણઉ પાસ. ૨૭
ખરતરવસહી અતિ આણંદો,
તિહાં પૂજઉ સિરિપાસ જિણિંદો;
સામલ વન્ન રૂપઇં જગ સારો,
સકલ કલા મહિમા ભંડારો. ૨૮
સપત ફણામણિ શ્રીધરણિંદો,
મુખ મલકઈ જિમ પૂનિમ ચંદો;
કમઠાસુરભંજણુ ભયહરણુ,
સેવક વંછઈ તુમ્હ પયશરણુ. ૨૯

ચઉમુખ જો(જા)મલિ ચઉહટામાંહિ,
દેઉલ કરાવ્યું આપ મહલસાહિ;

દેવાલઈ નડૂલાઈ વાદે,
પિણ છઈ ખરતરવસહી પાસે. ૩૦

હિવ ચાલ્યા માદડીય વાસે,
જિણવર પૂંજઉ મનિ ઉલ્લાસ;

તિણિ જિણ વંછે સવિહું સુવિહાર,
તિહાં સવિહું સાહરઉ જુહારો. ૩૧

દેવાલઈ અંચલગચ્છિ વલી,
જિણવર પૂજઉ તિહાં મનિ રુલી;

દેવાલઈ સુપાસનઈ ગયાં,
હરષઈ આનન તાઢાં થયાં. ૩૨

સાયર જિણહ કરાવિઉં ભવણં;
તે જામલિ હિમ કીજઈ કવણ,

નગર વખાણિ નહી મઝપાડે,
સવિહું થાનકિ ચૈત્રપ્રવાડે. ૩૩

[ વસ્તુ ]

ચઉમુખસામીય ચઉમુખસામીય અચલ,
શ્રીઆદિ દેવાલઈ સુપાસ જિણ સંતિનાહ,

સિરિ નેમિ સામિય પ્રાસાદે,
બિહું પાસજિણ આદિનાથ મદડીયમંડણ,

સાતે થાનિક પૂજા કરી વીતરાગ મનિ ધ્યાઈ,
રાણિગપુર યાત્રા ગયાં કાયા નિરમલ થાઈં. ૩૪

[ ઠવણિ ]

એ શ્રીસેત્રુજિ એ ગિરનાર,
રાણિગપુર શ્રીધરણુવિહાર;
વિંધ્યાચલ અધિકઉં ફલ લીજઈ,
સફલ જનમ શ્રીચઉમુખિ કીજઈ ૩૫
ચઉમુખિ સિખરિ ત્રિ ભૂમિઈ બાર,
મૂલનાયક જિણ કરું જુહાર;
ત્રિહું ભૂમિહિં ત્રિભુવન દીપંતઉ,
ત્રિભુવનદાયક નામ ધરંતઉ. ૩૬
દંડ કલસ કંચણમઇ સોહઈં,
જોઅંતા ત્રિભુવન [મન] મોહઈં;
તેજપુંજિ ઝલહલઈ અપાર,
જાણે તિહૂઅણુ લછિ ભંડાર. ૩૭
દેવછંદ તિહાં અવધારિ,
સાતય જિણવર જાણે ચ્યારિ;
વિહરમાણુ વીસઇ અવતારી,
ચઉવીસ મૂરતિ જિણવર સારિ. ૩૮
તીહ જિ બિંબ બાવન્ન નિહાલઉં,
સયલ બિંબ બહુતરં જિણાલઉં;
ફિરતાં બિંબ નવિ જાણુઉં પાર,
તીરથ નંદીસર અવતાર. ૩૯

વિવિધ રૂપ પૂતલી અપાર,
કોરણીએ અર્બુદ અવતાર;
તોરણ થંભ પાર નવિ જાણઉં,
એક જીભ કિણિ પરી વખાણઉં. ૪૦

વસ્તુપાલ જાંમલિ એ કરણઉ,
કુંઅરપાલ કુલિ સંઘવી ધરણઉ;
ભરતિ નામ ચક્કાહિવ ભણીઈ,
સીલ પ્રમાણિહિં રિદ્ધિ ઘરિ ઘણીઇ. ૪૧

[ ભાષા ]

રાણિગપુર હું આવિઉ એ, રહિયઉ ખિણ માત્ર,
નિતુ નિતુ આવિઈ સંઘ ઘણા, શ્રીચઉમુખિ યાત્ર;
ન્હવણ પૂજ આરતી, કરી મંગલ ઉતારઇ,
ચ્યારિ મહાધજ દિઈ ભાવિ, તે બે ભવ તારીઇ. ૪૨

જંગમ તીરથ જયવંતા એ, ગોઅમ સમ ગણહર,
શ્રી સો મ સું દ ર સૂ રિ રા ય, વદઉ સંઘ જયક(કા)ર;
તસ પયપંકજ ભમર જિમ, નિત ધરઈ આણંદ,
પ્રાગવંસિ ધરણિંદ સાહ, ચિર કાલિઈ નંદઉ. ૪૩

ભક્તિ કરી સાહમ્મીતણી એ, છ દરિસણ દાન,
ચિહું દિસિ કીરતિ વિસ્તરી એ, ધન ધરણ પ્રધાન,
સંવત ચઊદ નવાણુવઇ (૧૪૯૯) એ, ધુરિ કાતી માસે,
મે હ ઉ કહઇ મઈ તવન કીયઉં, મનરંગ ઉલ્લાસે. ૪૪

॥ ઇતિ શ્રીધરણવિહાર શ્રીરાણિગપુર-ચતુર્મુખપ્રાસાદ સ્તવન ॥

श्रीमुक्तिविजय-शिष्य श्रीरामविजय रचित

## राणुगपुर मंडन श्रीआदिजिनस्तवन*

[ स्तवन-२ ]

[ नींदरडी वेरणि हो रही—ए देशी ]

राणुगपुर रलिआमणो, सोहामणो हो सखि निरख्यो आज कि;
दुःख दोहग दूरि टल्यां, फ्ल्यां वंछित हो सीधा सवि काज कि.
राणुग० १

धन धन धरणो साहजी, जिणि खरच्यो हो सखि द्रव्य अनेक कि;
देउल आदि जिणंदनो, नीपायो हो धरी हृदय विवेक कि.
राणुग० २

चउमुख चिहुं दिशि दीपतो, अति ऊंचो हो जिस्यो मेरु गिरिंद कि;
मूळनायक श्रीऋषभजी, भलि भेटयो हो मरुदेवी नंद कि.
राणुग० ३

रंगमंडप रलिआमणो, तिहां गावई हो सुरनर नारी कि;
थै थैकार करी करी, अंगवाली हो नाचई नाटिक सार कि.
राणुग० ४

---

*मारी पासेना एक छूटा हस्तलिखित पत्र उपरथी.

ચિહું દિશિ ચ્યાર સુહામણી, પોલિ ઊંચી હો ઝાઝઈ વિસ્તાર કિ;
તોરણ થંભનઇં પૂતલી, નિરખી નિરખી હો થયો હરખ અપાર કિ.
રાણુગ૦ ૫

ચિહું કૂણિ ચ્યાર દીપતા, સખિ સુંદર હો પોઢા પ્રાસાદ કિ;
દંડ કલસ ધજ લહલહઈ, ઘણું ઊંચા હો કરઈ ગગનસ્યું વાદ કિ.
રાણુગ૦ ૬

પશ્ચિમ દિશિનઈ બારણુંઇં, ગજ ચઢીઆં હો મરુદેવી માત કિ;
રાયણિ રુંખ તલે ભલાં, પૂજો પગલાં હો પ્રભુનાં વિખ્યાત કિ.
રાણુગ૦ ૭

ધન્ય કમાઈ તેહની, જિણી ભેટચો હો એહ તીરથ સાર કિ;
જનમ સફલ થયઉ તેહનો, વલિં લાધો હો માનવ અવતાર કિ.
રાણુગ૦ ૮

આદિજિણેસર પૂજતાં, પામીજઈ હો સખિ સંપત્તિ કોડિ કિ;
કવિ શ્રીમુક્તિવિજય તણો, રાસ પ્રણમઈ હો હરખિં કરજોડી કિ.
રાણુગ૦ ૯

ઇતિ શ્રીરાણગપુરમંડન આદિજિન સ્તવનં સંપૂર્ણમ ।
મોદી મકંદપઠનાર્થમ ॥

